ૐ પાર્શ્વનાથાય હ્રીં    જૈનં જયતિ શાસનમ્    ૐ પદ્માવત્યૈ હ્રીં

**શ્રી આત્મ-કમલ-લબ્ધિ-વિક્રમસૂરીશ્વરજી સદ્ગુરુભ્યો નમઃ**

**પૂ.આ.ભ. રાજયશસૂરીશ્વરજી મ.સા.ના**

**સંયમ ષષ્ઠિ પૂર્તિ વર્ષે**

# જીવન નિર્માણ કલા

: પ્રવચનકાર :

લબ્ધિ-વિક્રમ-ગુરુકૃપા પ્રાપ્ત-મૌલિક ચિંતનકાર, પ્રખર પ્રવચનકાર

**પ.પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય રાજયશસૂરીશ્વરજી મ.સા.**

સંપાદક

પૂજ્ય ઉપાધ્યાય વિશ્રુતયશવિજયજી ગણિવર્ય

ગુજરાતી અનુવાદ તથા સંકલન

સર્વોદયશિશુ

પ.પૂ. સાધ્વીવર્યા શુભ્રાંશુયશાશ્રીજી મ.સા.

# જીવન નિર્માણ કલા

પ્રથમ આવૃત્તિ - ૨૦૭૦ કારતક સુદ - ૧૫

દ્વિતીય આવૃત્તિ - ૨૦૮૦ મહા વદ - ૫

**મૂલ્ય - ₹ ૧૦૧**

ISBN : 978-93-93482-37-2

પ્રકાશક




**હિરેન ભોગીલાલ શાહ**

**બુકશેલ્ફ**

16, સિટી સેન્ટર, સ્વસ્તિક ચાર રસ્તા પાસે, સી. જી. રોડ, નવરંગપુરા, અમદાવાદ - 380 009

**ફોન નં.** (079) 26563707, 26441826 **મો.** 9033089036, 9099000362

E-mail: bookshelfa@gmail.com

ટાઈપ સેટિંગ : **સ્ટાઇલસ ગ્રાફિક્સ** મુદ્રક : **યુનિક ઑફસેટ,** અમદાવાદ

**પૂ. ગુરુદેવ દ્વારા લિખિત તથા સંપાદિત પુસ્તકો માટે જુઓ વેબસાઇટ**

www.labdhivikramraj.org

# શ્રી લબ્ધિ – વિક્રમ ગુરુકૃપા પ્રાપ્ત
# પ.પૂ. આચાર્યદેવ શ્રી રાજયશસૂરીશ્વરજી મ.સા.

સંસારી નામ : રમેશ

માતા : સુભદ્રાબહેન

પિતા : શ્રીજિનદાસભાઈ

જન્મ સ્થળ : નડિયાદ (ગુજરાત)

જન્મ દિન : ચૈત્ર વદ-૧૦, વિ.સં. ૨૦૦૦ તા. ૭-૫-૧૯૪૫
શ્રી સીમંધરાદિ વીશ વિહરમાન જન્મ કલ્યાણક દિવસ

દીક્ષા દિવસ : મહા વદ-૫, વિ.સં. ૨૦૨૦ તા. ૨-૨-૧૯૬૪

દીક્ષા સ્થળ : લાલબાગ, ભૂલેશ્વર, મુંબઈ

દીક્ષા દાતા : પૂ.આ. દેવ શ્રી જયંતસૂરીશ્વરજી મ.સા.

દીક્ષા ગુરુ : પૂ.આ. દેવ શ્રી વિક્રમસૂરીશ્વરજી મ.સા.

વડી દીક્ષા : ફાગણ વદ-૩, ગોરેગાંવ, જવાહરનગર, મુંબઈ

પંન્યાસપદ : મહા સુદ-૧૪, વિ.સં. ૨૦૩૮, તા. ૭-૨-૧૯૮૨

પંન્યાસપદ પ્રદાતા : પૂ.આ. દેવ શ્રી વિક્રમસૂરીશ્વરજી મ.સા.

પંન્યાસ પદ સ્થળ : ચેન્નઈ (મદ્રાસ)

આચાર્યપદ : પોષ વદ-૧, વિ.સં. ૨૦૪૩, તા. ૧૬-૧-૧૯૮૭

આચાર્યપદ દાતા : પ.પૂ.આ. દેવ શ્રી નવીનસૂરીશ્વરજી મ.સા.

આચાર્યપદ સ્થળ : લબ્ધિ નગર, ધરણીધર, અમદાવાદ

# "પ્રકાશકીય"

જેઓ સ્વયં પોતાના જીવન નિર્માણ માટે કલાને હાંસિલ કરે છે એવા આત્માઓ જીવન વિકાસને પામતા મહાપુરુષોની કોટિમાં પોતાનું નામ અંકિત કરી દેતા હોય છે અને લોકોના હૃદયમાં એમનું વ્યક્તિત્વ છવાઈ જાય છે. આવા વ્યક્તિત્વના સ્વામી શ્રી ગીતાર્થ ગચ્છાધિપતિ-લબ્ધિ વિક્રમ ગુરુકૃપા પ્રાપ્ત પ.પૂ.આ. **દેવ રાજયશસૂરીશ્વરજી મ.સા.** છે.

તેઓશ્રીની ચિંતન-મનન શક્તિ અને વક્તૃત્વ શક્તિએ લોકો પર ઉપકારની ધારા વહાવી છે. નાગપુર રામદાસપેઠના ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીના ચાતુર્માસિક પ્રવચનો પણ શિબિર શૈલી જેવાં જ રહ્યાં. પ્રવચનમાં સિદ્ધાંત અને દૃષ્ટાંતનો ફોર્સ રહ્યો. મૂળ આ પ્રવચનો હિન્દીમાં જ થયેલ. પ્રથમ હિન્દી ભાષામાં આ પ્રવચનોનો સારાંશ સંકલિત થયો અને તેની ચાર ચાર આવૃત્તિ "જીવન નિર્માણ કલા" નામે પ્રસિદ્ધ થઈ.

હાલ આ જ પુસ્તકનો ગુજરાતી અનુવાદની દ્વિતીય આવૃત્તિ પ.પૂ.આ.ભ. **રાજયશસૂરીશ્વરજી** મ.સા.ના સંયમના ૬૦ વર્ષની પૂર્ણાહુતિ મહોત્સવના આલંબને પ્રકાશિત થઈ રહ્યો છે, જેનો અમને ખૂબ આનંદ છે. અનેકના જીવનમાં **"જીવન નિર્માણ કલા"** પ્રગટાવનાર આ ગ્રંથ ખૂબ ખૂબ ઉપયોગી થશે. આ સમયે અમો પ્રકાશન લાભાર્થીઓની અનુમોદના કરીએ છીએ. આ આવૃત્તિમાં પ.પૂ. પુનિતયશાશ્રીજી મ.સા. ખૂબજ શ્રમ લઈને તરત Proof સંશોધન કર્યું તેની અનુમોદના.

# જીવન નિર્માણ કલા

## પ્રાસ્તાવિકમ્.....

ગીતાર્થ ગચ્છાધિપતિ પૂ. ગુરુદેવ આ.ભ. **વિજય રાજયશસૂરીશ્વરજી** મ.સા.

### કાંઈક બનવા સંકલ્પિત બનો

વર્તમાન જીવનમાં જો સર્વથી અધિક ચિંતન ચાલ્યું હોય તો તે વિષય છે **'જીવન નિર્માણનો.'** 'Think and grow rich'ના લેખક નેપોલિયન હિલથી માંડીને દીપક ચોપરા અને શિવ ખેરાએ એક આકર્ષણ જગાવ્યું છે.

ભારતીય ભાષાઓમાં અનેક ચિંતકોએ આ વિષયને છેડ્યો છે, લખ્યો છે અને પ્રસિદ્ધ કર્યો છે.

આજથી **લગભગ તેર વર્ષ પૂર્વે** રામદાસપેઠ નાગપુરમાં ચાતુર્માસ હતું. વ્યાખ્યાન કયા વિષય પર આયોજિત કરવું એ ચર્ચા ચાલી રહી હતી. શ્રી નિખિલ કુસુમગરે સૂચન કર્યું કે આપ જીવન સંબંધી કાંઈક વાતો પર પ્રકાશન કરો. અને આખરે "જીવન નિર્માણ" પ્રવચન શ્રેણીએ આકાર લીધો. બૂટી હૉલમાં થયેલ આ પ્રવચનોનું ગ્રંથ પ્રકાશન થયું. અનેક પત્રો આવ્યા. ઘણા લોકો લાભાન્વિત થયા. ગુજરાતીમાં પણ તેનું પ્રકાશન થયું.

"સંસ્કાર સમિતિ નાગપુર" દ્વારા પણ ઈ.સ. 2005ના ચાતુર્માસમાં પ્રવચન શ્રેણીનું આયોજન થયું. પ્રવચન માટે પાછું એ જ શીર્ષક નિશ્ચિત થયું. પુસ્તકની વિભિન્નતા માટે આ પુસ્તકનું શીર્ષક અપાયું છે - "જીવન નિર્માણ કલા". જોકે, પુસ્તકમાં પ્રવચનના

સારને સંગ્રહિત કરવાનો પ્રયાસ સા.વર્યા શુભ્રાંશુયશાશ્રીજીએ કર્યો છે. કેમ કે આખા જ પ્રવચન પ્રસ્તુત કરવાનું સંભવ ન હતું.

આથી પ્રત્યેક વિષય પર ત્રણ ત્રણ પ્રવચન દૃષ્ટાંત સહિત અપાયાં છે. આ વખતનાં પ્રવચનોમાં દૃષ્ટાંતોનું આકર્ષણ લોકોમાં ખૂબ રહ્યું હતું. જૈન તથા અન્યધર્મી શ્રોતાઓએ પણ શ્રવણનો આનંદ લીધો, માર્ગદર્શન મેળવ્યું અને કાંઈક બનવાનો નિશ્ચય કર્યો.

એમ જોવા જઈએ તો "જીવન નિર્માણ કલા"ને કોઈ એક જ રૂપ આપી શકાય નહીં, વિભિન્ન દેશ, કાળ એવં વિભિન્ન સંયોગોમાં એનો ઉપયોગ ભિન્ન ભિન્ન રીતે કરવો પડતો હોય છે. પરંતુ કેટલાક સિદ્ધાન્તો કાલજયી છે - જે હંમેશાં રહે છે અને દરેક ક્ષેત્રે ઉપયોગી છે. આપણે આ બાબતમાં કાંઈક વિશેષ ચર્ચા કરીએ.

## સમજો, અધિકાર પામો

જીવનની અભિવ્યક્તિ મન, વચન અને કાયાથી જ થાય છે. આથી આપણે મન, વચન અને કાયાને સમજવાં જોઈએ.

જે જેને સમજે છે તે જ તેના પર અધિકાર મેળવી શકે છે. મન વિષે પ્રત્યેક પ્રાચીન શાસ્ત્રોમાં ઘણું બધું કહેવાયું છે. આજનું મનોવિજ્ઞાન છેલ્લાં સો વરસથી સતત મનને સમજવા માટે પ્રયાસ કરી રહ્યું છે. "જીવન નિર્માણ કલા"ના ઇચ્છુકે આ સમસ્ત સિદ્ધાંતો જાણવા જરૂરી છે, પરંતુ ક્યાંક એવું પણ જણાવાયું છે કે ઔષધની જેમ એક જ સિદ્ધાંતને હજારવાર, લાખવાર ઘૂંટવામાં આવે તો અમૃત પેદા થાય છે. એક સિદ્ધાંતથી બધા જ સિદ્ધાંતોની ખબર પડી જાય છે, ખ્યાલ આવી જાય છે. ઉદાહરણ રૂપે **"તમને જે પ્રતિકૂળ હોય તે તમે બીજાના પ્રતિ ન કરો."** આ એક સામાન્ય

સિદ્ધાંત છે. પરંતુ મનની ઉન્નતિને ઓળખવા આ સિદ્ધાંત ખૂબ ઉપયોગી છે. આ સિદ્ધાંતની સહાયથી જ સંપૂર્ણ માનવ જીવનનું નિર્માણ શક્ય છે. પરંતુ આ એક જ સૂત્ર પરથી સંપૂર્ણ બોધને સમજવાનું સામર્થ્ય દરેક વ્યક્તિમાં સંભવિત નથી. તેઓને પ્રત્યેક ક્ષેત્રમાં આ વાતોને સમજાવવી પડે છે. અને તે પણ ઉદાહરણોની સાથે બતાવીએ ત્યારે તેઓ સમજી શકે છે. આથી સર્વસામાન્ય જનતાને માટે આ વ્યાખ્યાનો ઘણાં ઉપકારી સિદ્ધ થાય છે. આથી મનને એક સુંદર સિદ્ધાંતથી પૂર્ણતયા ભરી દેવું અત્યંત જરૂરી છે.

મારા પોતાના મન પર પૂ.આ.ભ. હેમચંદ્રાચાર્ય મ.સા.ના ઉન્મની ભાવનો ખૂબ પ્રભાવ છે. મને આ સૂત્ર ખૂબ જ સારું લાગે છે. જ્યારે **પણ વિષાદમાં આવીએ, અવસાદમાં આવીએ ત્યારે મનને પરિસ્થિતિની વચમાંથી ઊંચે ઉઠાવી લ્યો. મન ઊંચું ઊઠશે તો બધી જ પ્રતિકૂળતા નીચે રહી જશે. મનમાં પ્રવેશ પામેલી સર્વ પરિસ્થિતિઓને બહાર કાઢી દો.**

યોગ વિશારદ લોકો સહજ યોગ અને રાજયોગ દ્વારા પણ આવી મનોસ્થિતિનું નિર્માણ કરાવે છે.

જેઓને પોતાનું મન કોઈ પણ રીતે સંભાળતા નથી આવડતું તેઓ બિચારા અનાથ બનીને શરાબ જેવા વ્યસનમાં અથવા એવી દવાઓના ચક્કરમાં પડી જાય છે. થોડી ક્ષણ, થોડીક પળ તેઓ પોતાના મનને દૂર લઈ જાય છે, પણ પાછી થોડી જ ક્ષણોમાં એ બધી પરિસ્થિતિ જોરથી આક્રમણ કરે છે અને આખરે મનુષ્ય પોતાના જીવનથી હાથ ધોઈ નાંખે છે. જીવન નિર્માણને બદલે જીવન વિનાશ થઈ જાય છે.

આથી મનને ઉન્નત આદર્શોથી ભરવાની કળાને પ્રાપ્ત કરો. પ્રત્યેક ધર્મમાં આવી પ્રક્રિયા છે. દરેક ધર્મશાસ્ત્ર મનને ઉન્નત બનાવવાની-મનને આધીન કરવાની પ્રક્રિયા બતાવે છે. પરંતુ મન માત્ર એ ક્રિયાઓના જ્ઞાનથી ઉન્નત બનતું નથી પણ તેમાંના કોઈ પણ એક સિદ્ધાંતના અભ્યાસથી ઉન્નત બને છે. આ જ ઉદ્‌ઘોષ ગીતાજીમાં આવ્યો છે.

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥

હે અર્જુન ! આ મન અભ્યાસથી જ નિયંત્રણમાં આવે છે આથી જીવન નિર્માણની 10% વાત કલા પર અધિકાર મેળવવાની છે. ૯૦% વાત મન પર અધિકાર મેળવવાની છે. ઘણા લોકો એવું સમજે છે કે મન પર અધિકાર મેળવવો એ સાધુઓની જ સાધના છે. પણ એક સફળ સાધુ, એક સફળ શ્રેષ્ઠી, એક સફળ પિતા, એક સફળ માતા, એક સફળ ભાઈ, એક સફળ વ્યાપારી, એક સફળ નેતા, એક સફળ અભિનેતા દરેકના મન પર નિયંત્રણ હોવું જરૂરી છે. આથી જ જીવન નિર્માણ કળામાં લાગવાવાળાઓને ધર્મક્રિયામાં રુચિ હોય કે ન હોય, તેઓ રુચિ રાખે કે ન રાખે પણ તેઓએ ધાર્મિકતામાં શ્રદ્ધા રાખવી જ પડશે. કહેવાય છે કે "ઈનકર સોલ" નામની વ્યક્તિ જિંદગીભર ચર્ચના રીતરિવાજોને કોસતા રહ્યા, વિરોધ કરતા રહ્યા. કેટલાક સમય સુધી ધાર્મિક લોકોએ પણ તેનો જોરદાર વિરોધ કર્યો પરંતુ એ એટલો બધો નૈતિક હતો, પ્રામાણિક હતો કે એની અર્થી (નનામી) પાદરીઓએ ઉઠાવી અને એને એક ધાર્મિક રૂપે સન્માનિત કર્યો.

નૈતિક, આધ્યાત્મિક તથા હીનતાથી પીડિતોની દયા, જીવમાત્ર પ્રતિ સન્માન અને સંરક્ષણની ભાવના મન પર અધિકાર વિના નથી આવતી. આવો **મન પરનો અધિકાર જ 'જીવન નિર્માણ'ની શ્રેષ્ઠ કલા છે.**

## "વિધેયાત્મક વિચારધારા"

મનના શિક્ષણના વિષયમાં બીજી પણ એક વાત સર્વાધિક ચર્ચામાં છે અને વાસ્તવમાં પ્રાપ્ત કરવા યોગ્ય છે. **તે છે વિધાયક વિચારોની બહુલતા, પોઝિટિવ થિંકિંગ.** જૈનશાસ્ત્રોએ, બુદ્ધશાસ્ત્રોએ, યોગસૂત્રોએ તેને પ્રમોદ ભાવનારૂપે પ્રસ્તુત કરેલ છે. પરંતુ આજના યુગમાં એ વિચારોનું ઘેરું-ગહન અધ્યયન અને પ્રચાર થયો છે. મારી તો અનુભૂતિ છે મન સ્વયં કલ્પવૃક્ષ છે. મનને આપણે સંકલ્પવૃક્ષ બનાવી કલ્પવૃક્ષથી પણ અધિક શક્તિશાળી બનાવી શકીએ છીએ. જો આપણને મન પાસે માંગવાની કલા આત્મસાત્ થઈ ગઈ, જો આપણે મન પાસે માંગવા પૂર્ણતઃ ગંભીર છીએ અને જો આપણો નિશ્ચય છે કે હું માંગીશ તો જરૂર પામીશ તો આપણને એ બધું જરૂર જરૂર જરૂર મળી જશે. પ્રાર્થના માત્ર દેખાવ નથી. લાવ જરા માંગીને જોઈ તો લેવા દે. મળ્યું તોપણ ઠીક, ન મળ્યું તોપણ ઠીક. સંકલ્પની આવી ઢીલાશ તમને જરૂર નિષ્ફળ બનાવશે. મનની પાસે માંગીને વિધેયાત્મક-હકારાત્મક વિચારોના પ્રયોગથી જે જે લોકોએ સિદ્ધિ મેળવી છે એવાં ઉદાહરણોની ગણતરી કરવી પણ મુશ્કેલ છે. સચ્ચાઈ તો એ છે કે જેમણે મનથી માંગ્યું છે તેઓ મનને નિયંત્રિત કરી શક્યા છે. તેઓ બધા સફળ થયા છે. પ્રયત્ન છતાં પણ સફળતા ન મળે તો શું થઈ ગયું ? સફળતાનું છિદ્ર, સફળતાના નિશાન નિષ્ફળતામાંથી જ મળે છે અને એ નિષ્ફળતા પણ તમને એટલા માટે જ મળે છે કે તમે અજ્ઞાત મનમાં નિષ્ફળતાને સ્વીકૃતિ આપી દીધી હતી. અજ્ઞાત મનમાં નકામો કચરો-નકામા વિચારોને પ્રવેશ જ નહીં આપવો એ બહુ મોટી-અઘરી સાધના છે. મનોવિજ્ઞાન તો કહે છે કે 90% રોગ એટલા માટે

આપણને આવે છે કે આપણે રોગનો વિરોધ કરતાં નથી. રોગાધીન દશાને આપણે આદરણીયતાના રૂપમાં અવચેતન મનમાં બેસાડી દીધેલ છે અને એના પરિણામે આપણે રોગી બન્યા છીએ.

"જીવન નિર્માણ કલા" આ પુસ્તિકાની વાતો સાંભળી તમે જાગૃત થઈ જાવ. જીવન નિર્માણની આ પ્રવચન શ્રેણીમાં હું વારંવાર કહી ચૂક્યો છું કે તમે જીવનમાં સફળ, સુંદર અને વિશુદ્ધ વ્યક્તિઓનાં ચરિત્ર વાંચતાં જ રહો. ઓછામાં ઓછા 1008 સફળ વ્યક્તિઓનાં ચરિત્રના વિચાર પ્રવાહથી મનને હંમેશાં લીલુંછમ હર્યુંભર્યું રાખો, પળે પળે. આ સ્મરણોથી પ્રેરણાનું બળ મેળવતાં રહો. પોતાનું સૌભાગ્ય જો હજુ પણ અધિક વધારવું હોય તો સફળ જીવંત વ્યક્તિઓનો સંગ કરો. તેઓના આશીર્વાદ મેળવો. તેઓ તમારી સાથે કાંઈ પણ વાત ન કરે તોપણ નિરાશ ના થાઓ, એ મનુષ્યનું સાંનિધ્ય જ તમને ન્યાલ કરી દેશે. પરંતુ હતાશ, અશુદ્ધ, દગાખોર, અપ્રમાણિક તથા બેવચની લોકોની છાયાથી દૂર થઈ જાવ. કદાચ જીવનચર્યામાં તમારે આવા લોકો સાથે કામ પડતું હોય તોપણ અલિપ્ત રહો. કામની વાત પૂરતો જ સંપર્ક રાખો. પણ આવી વ્યક્તિને ક્યારેય તમારા મનમાં, મસ્તકમાં કે વિચારોમાં સ્થાન ન આપો. **"જેવો સંગ તેવો રંગ" આ માત્ર કહેવત નથી પણ મનોવિજ્ઞાનનું મહાન સૂત્ર છે.** જેના પર લાખો પુસ્તક જેવું મહાભાષ્ય લખી શકાય.

### વચન વ્યવહાર – કાયા વ્યાપાર

આ મન ઉપરાંત આપણી પાસે અભિવ્યક્તિનાં બીજાં બે સાધન છે : વચન વ્યવહાર અને કાયાનો વ્યાપાર. સ્થિર તથા

વિધેયાત્મક મનોબલી, દઢસંકલ્પ માનવનો વચન વ્યવહાર ઘણો શક્તિશાળી હોય છે. લોકો તેની પાછળ વિવશતાથી ખેંચાતા જતા હોય છે.

વાણીમાં મધુરતાનો કોઈ સ્વર અથવા કલા હોય તો તે છે સહૃદયતા. તમે સામેની વ્યક્તિની પરિસ્થિતિઓનું પર્યાપ્ત ચિંતન કરીને બોલતા હો તો તે તમારા બોલને આદેશ માનીને, આજ્ઞા માનીને તથા કમાન્ડ માનીને પાલન કરતાં રહેશે.

પ્રાચીન ઋષિઓએ વાણી વ્યવહારને વશીકરણ મંત્ર કહ્યો છે. આથી વાણી વિજ્ઞાન એ મહાન જીવન નિર્માણ કલા છે. સમય પર, સહૃદયતાથી, સહજતાથી, સરલતાથી જે કહેવાય છે તે જાદુ કરતાં ઓછું નથી હોતું. એક ચિંતકે તો એક અંગ્રેજી પુસ્તક લખ્યું છે : **"Your word is your wand"** તમારા શબ્દ જાદુઈ લાકડી છે.

જો તમારે વિશાળ મિત્રમંડળ ન હોય, તમને ચાહનાર સર્વત્ર નથી તો સમજજો કે તમારી વાણીના પ્રયોગની નિષ્ફળતાનું આ પરિણામ છે.

આપણો અંગ વિન્યાસ, આપણી કાયાનું હલનચલન પણ આપણા ચુંબકીય વ્યક્તિત્વમાં મોટું યોગદાન આપે છે. ક્યાં બેસવું, કેટલો સમય બેસવું? ક્યારે ઊઠવું? કેવી રીતે ઊઠવું? આ બધું વિદ્વાને સમજવા જેવું છે. રંગ ગમે તેવો હોય પણ સજાવટનું મહત્ત્વ તેના કરતાં અધિક હોય છે. પણ બહારની સજાવટ કરતાં પણ બીજાના જીવનમાં કોઈ પણ અવસ્થામાં પ્રતિકૂળતા ન થાય એવા પ્રકારના જીવન વ્યવહારનું ખૂબ મહત્ત્વ છે. બસ, આ વિષયમાં આપ પુસ્તકો પણ વાંચી શકો છો. પણ સહુથી વધુ લાભ તમને થશે સફળ વ્યક્તિઓના ક્રિયા-કલાપોના નિરીક્ષણથી.

## અભ્યાસનો વર્ગ

"જીવન નિર્માણ કલા"નું અંતિમ રહસ્ય એ છે કે તમે હર પળને અભ્યાસનો વર્ગ સમજો. તમે દરેક વ્યક્તિને જીવતો જાગતો ગ્રંથ સમજો. દરેક વ્યક્તિને એકાગ્રતાથી જુઓ, દિલચસ્પીથી વાંચો અને દરેક વ્યક્તિથી તમારા ખુદના જીવનમાં જીવન નિર્માણ કલામાં કાંઈક વૃદ્ધિ કરો, કાંઈક શુદ્ધિ કરો, કાંઈક બિનજરૂરીને વિદાય કરો.

બસ, આગળની કેટલીક વાતો તમે આ પ્રવચનોમાંથી જરૂર મેળવશો એવો વિશ્વાસ છે. પરમાત્માની કૃપા તમારી આ યાત્રાને, તમારી અંદર છુપાયેલ મનને પરમાત્મા સુધી પહોંચાડે એ જ આશિષ.

1-9-2005, ગુરુપુષ્ય

**ઈતવારી જૈન ઉપાશ્રય**

**ખોટા આદર્શો રાખી સફળતા મેળવવી
તેના કરતાં સાચા આદર્શો રાખી
નિષ્ફળતા મેળવવી વધુ સારી છે.**



## સંપાદકીય

# "પ્રસ્તાવના"

મહાપુરુષોનાં મહાન જીવનથી - ઉજ્જવળ આચરણથી વિશ્વમાં સર્વત્ર શાંતિ અને સંસ્કારોનું સામ્રાજ્ય છવાઈ જાય છે. માટે વર્તમાનકાળમાં મારા પૂ. દાદા **ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ.સા.** જેવા ઓલિયા મહાપુરુષનું જીવન નજર સમક્ષ તરી આવે છે. અર્પણ અને સમર્પણમાં ઘણો ફરક છે. પોતાની બધી જ ઇચ્છા અને ભાવનાઓના ત્યાગી પૂજ્યશ્રીએ સૂત્ર બનાવ્યું હતું - **"ગુરુની ઇચ્છા એ જ પોતાની ઇચ્છા."** જેમ ગર્ભમાં રહેલું બાળક મા ખાય છે એ જ ખાય છે અને મા વિચારે છે એ જ વિચારે છે તેમ ગુરુને સમર્પિત - શિષ્યનું જીવન પણ એવું જ હોય છે. પૂજ્યશ્રીને ક્યારેય બહાર આવવાની - નામ કરવાની - કંઈક દેખાડવાની - હું કંઈક છું તે જણાવવાની ઇચ્છા જ થતી નહોતી. તેમનો દેહ માત્ર સંસારમાં અને આત્મા તો ગુરુને સમર્પિત રાખ્યો હતો.

અરે ! એનાથી વધુ એમ પણ કહેવાય કે દેહ પોતાનો છે. એવો વિચાર જ તેમને મહામુશ્કેલીએ લાવવો પડતો હતો કેમ કે ઇચ્છાઓ ઉપર પોતાનો અધિકાર રાખ્યો જ નહોતો. પોતાની લગામ ગુરુને સોંપી દીધી હતી. બત્રીશ બત્રીશ વર્ષ સુધી જેમણે પોતાની બધી ઇચ્છાઓ ગુરુ(લબ્ધિ સૂ.મ.)ને સમર્પિત કરી હતી. પૂ દાદા ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ.સા.ને જ્યારે તેમના ગુરુનો વિરહ થયો ત્યારે પોતાની ઇચ્છાઓ પ્રમાણે ચાલવાનું ફાવતું નહોતું..... પરંતુ ફવડાવવું પડ્યું હતું, તે પણ પોતાની જવાબદારીને કારણે જ. દેહાધ્યાસ છૂટી ગયો અને ઇચ્છાઓ પરનો આગ્રહ - હઠાગ્રહ - અને કદાગ્રહ જતો રહ્યો. આથી જ પૂજ્યશ્રી એક ગર્ભસ્થ બાળકની જેમ બત્રીસ વર્ષ ગુરુકુલવાસમાં કાઢી શક્યા. ન કોઈ પ્રતિષ્ઠા કે નામની ન કોઈ ભાવના..... કષાયો ઉપર કાબુ હોય ત્યારે જ આ પ્રમાણેની પરિસ્થિતિ ઉદ્ભવે છે.

આવા જ ઓલિયા મહાપુરુષના એક ઓલિયા શિષ્ય કે જેમણે પોતાનાં વસ્ત્ર-પાત્ર-આહાર-પાણી કે શિષ્યો આદિ કોઈના પણ વિશે

પોતાનો આભિપ્રાય કે ઇચ્છા વ્યક્ત કર્યા નથી. મારા પૂ. ગુરુ મહારાજ **રાજયશસૂરીશ્વરજી** મ.સા. વિદ્વત્તા - જ્ઞાન - ગાંભીર્ય - સરળતા વગેરે ગુણોના સ્વામી છે. વિશ્વ-પ્રખ્યાતિથી વેગળા જનાર - પોતાના અસ્તિત્વને વિસરી જનાર આવા ઓલિયા શિષ્યને થયું કે “મારા ગુરુ ભગવંતે આવા એમના વાદ-વિજેતા પૂ. ગુરુદેવ **લબ્ધિસૂરીશ્વરજી મ.સા.**ની વૈયાવચ્ચ અને સેવામાં બત્રીશ - બત્રીશ વર્ષ નિસ્પૃહતાથી - અનાસક્તભાવે પસાર કર્યા છે તો તેમની 50મી દીક્ષા તિથિ સારામાં સારી રીતે ઊજવવી જોઈએ. પૂજ્યશ્રીએ કુલપાકજી તીર્થમાં સ્વ. ગુરુભગવંત પૂ. **વિક્રમસૂરીશ્વરજી** મ.સા.નું 50મું દીક્ષા વર્ષ ખૂબ જ ઉત્સાહ પૂર્વક ઊજવ્યું હતું.” ગુરુભક્તો અનુમોદના કરી ધન્ય બન્યા. આવા મારા પરમોપકારી ઓલિયા ગુરુદેવ પૂ. **રાજયશસૂરીશ્વરજી** મ.સા. જેમણે પોતાના અમૂલ્ય શક્તિપૂર્ણ - જ્ઞાનપરિપૂર્ણ જીવનનો અધિકાંશભાગ માત્ર પૂ. ગુરુભગવંતની આજ્ઞા અને ઇચ્છાને આધીન થઈને જ પસાર કર્યો. ક્યારે કોઈ પણ સર્વોત્તમ શાસનની પ્રભાવનાના ક્ષેત્રે કાર્યો કરવાનાં હોય - પૂ. ગુરુદેવને ન ગમ્યું હોય તો તે જ વખતે પૂજ્યશ્રીએ ક્ષણના વિલંબ વિના તે કાર્યોની પૂર્ણાહુતિ કરી દીધી હોય અને વિસર્જન કરતાં જરા પણ ઢીલ- ખેદ ન કર્યા હોય. આમ ઇચ્છાનો જેમણે ત્યાગ કર્યો અને ક્ષણે ક્ષણે દેહાધ્યાસથી પર રહેવા માટે કે ઉન્મની ભાવનામાં રહેવા માટે જ જેમનું મન ઝંખે છે. પરંતુ સંયોગોવશાત્ કે જવાબદારીને કારણે કોઈ પણ કાર્યમાં રસ લેવો પડે, તોપણ “આત્મહિત માટે જ કરું છું” આવી જાગૃતિ અને અપ્રમત્તતા જેમના હૃદયમાં સદાય વર્તી રહી હોય છે, તે પૂજ્યશ્રીના જીવન આચરણથી જ દશ્યમાન થાય છે. ક્યારેય તેઓએ “આજે આ વાપરવું છે, આવું વાપરવું છે” આવી વૃત્તિ પણ કરી નથી. જે વખતે જેવું - જ્યાં જે રીતનું મળ્યું તેનો સ્વીકાર કર્યો છે.

સંપૂર્ણ જીવનમાં અપૂર્વ આદર્શમય કળાને વણી લીધી છે જ્યારે જ્યારે અવસર હોય કે મોકો મળે ત્યારે યોગ્યતા દેખાય અને પાત્રતા દેખાય તો આ અદ્ભુત ‘જીવન નિર્માણની કલા’ અમને પણ શિખવાડી છે. આવા મહર્ષિ - મહાપુરુષના 50મા સંયમ વર્ષની ઉજવણીનો અમૂલ્ય

અવસર આવી ઊભો છે તેને ધ્યાનમાં લઈને પૂજ્યશ્રીનાં જ પ્રવચનોમાંથી - પૂજ્યશ્રીની ભાવોર્મિઓથી - જીવન જીવવાની કળાનાં અનેકાનેક સચોટ દષ્ટાંતો યુક્ત "જીવન નિર્માણ કલા" નામનું પુસ્તક ગુજરાતીમાં પ્રકાશિત થઈ રહ્યું છે.

પ્રથમ હિંદીમાં આ પુસ્તકની ચાર ચાર આવૃત્તિ પ્રકાશિત થઈ ચૂકી છે. પરંતુ હવે દ્વિતીય આવૃત્તિ ગુજરાતી ભાષામાં પ્રકાશિત થઈ રહી છે. અદ્‌ભુત વક્તવ્ય અને આકર્ષક શૈલીથી તરબતર રસપ્રદ જીવનના પરિવર્તનને પ્રગટાવનારું આ પુસ્તક સંસ્કારપ્રેમી પાઠક વર્ગ સમક્ષ રજૂ કરીએ છીએ.

આવા નિઃસ્પૃહ શિરોમણિ, દેહાધ્યાસથી પર જવા ઝંખતા સરળતા ગુણના સ્વામી પૂ. ગુરુદેવ રાજયશસૂરીશ્વરજી મહારાજ સાહેબની **સંયમની અનુમોદના**. આ ગ્રંથના વાંચન - ચિંતન મનનથી સહુ આત્માથી પરમાત્મા બનો..... એ જ અભ્યર્થના.....

**દ. પૂજ્યશ્રીનો શિષ્યાણુ**

**ઉપાધ્યાય વિશ્રુતયશ વિજયજી ગણિ**

29-9-2013 ભા.વ. 10 રવિવાર,

પન્નારૂપા ધર્મશાળા - પાલીતાણા (પાદલિપ્તપુર)

દ્વિતીય આવૃત્તિ - ઈ.સ. 2024

અમદાવાદ



# સિન્ધુનાં બિંદુ

વિક્રમ સંવત 2069ની સાલ વિક્રમ સર્જક "આદિનાથ ટુ આદિનાથ" બેંગ્લોર ચીકપેટથી શ્રી શત્રુંજય મહાતીર્થ છ'રી પાલિત સંઘયાત્રા શ્રી લબ્ધિવિક્રમ ગુરુકૃપાપ્રાપ્ત પ.પૂ. ગુરુદેવ આ.ભ. શ્રીમદ્ વિજય **રાજયશસૂરીશ્વરજી મ.સા.ની નિશ્રામાં** અદ્ભુત શાસન પ્રભાવના પૂર્વક ચાલી રહી હતી.

સંઘયાત્રાનો 61મો દિવસ પૂના-કાત્રજ તીર્થમાં હતો. પૂ. ગુરુદેવના જીવનના 50માં વર્ષના પ્રારંભ નિમિત્તે ભારતભરના ગુરુભક્તો સંયમ સુવર્ણ મહોત્સવમાં પધાર્યા હતા. આ આખા વર્ષને સંયમ સુવર્ણ મહોત્સવ રૂપ પંચાચારની આરાધના રૂપે ઊજવવા ગુરુભક્તોએ દાનની ગંગા વહેવડાવી.

અનેક લોકોએ ચારિત્ર પ્રાપ્ત્યર્થે વિવિધ નિયમો ગ્રહણ કર્યા.

અને તે વખતે અને તે પહેલાં પણ મનમાં હતું કે પૂ. ગુરુદેવના સંયમનાં 50 વર્ષ નિમિત્તે શ્રદ્ધાપુષ્પો સમર્પિત કરવાં.

પૂ. ગુરુદેવની ચિંતનમયી - મનનમયી વાગ્ધારા અનેક શિબિરો મારફતે વહી રહી છે અને પુસ્તકારૂઢ પણ થઈ રહી છે. "જીવન નિર્માણ કલા" પુસ્તક પૂજ્ય ગુરુદેવના નાગપુરમાં થયેલાં શિબિર પ્રવચનોના સારાંશ રૂપ છે. આ પુસ્તકનો મુખ્ય હેતુ ધર્મના સિદ્ધાંતને દૃષ્ટાંત દ્વારા સરળતાથી લોકહૃદયમાં સ્થાપિત કરવાનો છે. પ્રારંભમાં આ પુસ્તક હિન્દી ભાષામાં પ્રકાશિત થયું. ચાર ચાર આવૃત્તિ હિન્દી ભાષામાં પ્રગટ થઈ ચૂકી છે. આ જ હિન્દી પુસ્તકનું

ગુજરાતીમાં ભાષાંતર કરવાનો મને સુંદર અવસર મળ્યો. પુસ્તકની લોકપ્રિયતા જોઈ તેને સંયમ સુવર્ણ અવસરે ગુજરાતીમાં પ્રકાશન કરવા નિર્ણય કર્યો. હવે સંયમ ષષ્ટિ પૂર્તિના અવસરે દ્વિતીય આવૃત્તિ પ્રગટ કરીએ છીએ.

એક ચિંતનકાર લખે છે કે, "પુસ્તક એ મનુષ્યનો પ્રિય મિત્ર છે." સંતોની પ્રેરણાદાયક જીવન પરિવર્તનકારી વાણી પુસ્તક દ્વારા ઘર ઘર અને ઘટ ઘટ સુધી પહોંચે છે, તે એક મિત્રની ગરજ સારે છે.

મનુષ્ય જીવનને સંસ્કારિત કરનાર, ચિંતન માટે વિવશ કરનાર, ગુણોથી અલંકૃત કરનાર "જીવન નિર્માણ", "જીવન સાફલ્ય", "જીવન જાગૃતિ", "યુવા ઉત્કર્ષ", "પરિવારની શાંતિ" આદિ અનેક શિબિરોના પૂજ્ય ગુરુદેવ સફળ સુકાની રહ્યા છે. આ શિબિરોનાં ઘણાંખરાં પુસ્તક અને નાની પુસ્તિકાઓ પણ પ્રકાશિત થઈ ગયેલાં છે.

પૂજ્યશ્રીનાં પ્રવચનો શ્રોતાઓ માટે તો જ્ઞાનસિન્ધુ છે. અહીં તો તેના માત્ર થોડાં બિંદુઓનું જ અવતરણ છે. આમાં જે કાંઈ સારું છે, તે ગુરુમુખથી પ્રકાશિત જિનવાણીની ખૂબી છે. જે કાંઈ પણ ક્ષતિ છે તે મારી પ્રસ્તુતિની ખામી છે.

આપ વાચકોની ગુણગ્રાહી દૃષ્ટિ ગુણને ગ્રહણ કરી "જીવન નિર્માણ કલા"ને આત્મસાત્ કરશે એટલે અમારો આ પ્રયત્ન સફળ છે.

**સાધ્વી શુભ્રાંશુયશાશ્રીજી**
પાલિતાણા - પન્ના-રૂપા
તા. 30-09-2013

# પ્રવચન શા માટે આપણે વાંચીએ ?

પૂજ્યશ્રીનું પ્રવચન આપણે શા માટે વાંચવું જોઈએ ?

પૂજ્યશ્રીનું માનવું છે કે પ્રત્યેક વ્યક્તિમાં પ્રત્યેક અવસ્થામાં અને પ્રત્યેક પરિસ્થિતિમાં પોતાના વ્યક્તિત્વને વિકસિત કરવાની ક્ષમતા છે. આ ક્ષમતાના પ્રગટીકરણ માટે પ્રવચન વાંચવું જરૂરી છે.

તમે કોઈ પણ દેવ, કોઈ પણ ગુરુના અનુયાયી હો તેમાં કોઈ ફર્ક પડતો નથી. પૂજ્યશ્રીના પ્રવચન માત્ર આપણામાં રહેલ આત્મધર્મ રૂપ દેવને જાગરૂક કરવા માટે છે, અને વિશુદ્ધ, વિશિષ્ટ વિકાસશીલતાને જ આપ ગુરુ માનો એ શીખવાને માટે છે.

પૂજ્યશ્રીનું માનવું છે કે હરેક વ્યક્તિ ભલે કોઈ ધર્મવિશેષને માનતી હોય કે ન માનતી હોય પણ જીવનની કોઈક ક્ષણોમાં એ જાગ્રત થઈ જાય છે અને પોતાના જીવનને સ્વાર્થની ચુંગાલમાંથી છોડાવી પરમાર્થમાં લગાવી દે છે.

તમે પણ જાગો, પરાર્થ અને પરમાર્થથી જીવનને ધન્ય બનાવો.



**પૂજ્યશ્રી કહે છે.....**

**"ખુદા કી ખુદાઈ ખુદ મેં ઉતારો,**

**પાયે હુએ માનવ જનમ કો, ખુદાઈ મેં બિતાઓ."**

## પરમપૂજ્ય ગચ્છાધિપતિ આચાર્યદેવ
## શ્રી રાજયશસૂરીશ્વરજી મ.સા. લિખિત અમૂલ્ય સુવાક્યો

* રૂપનું દર્શન ચક્ષુદૃષ્ટિથી થાય;
  સ્વરૂપનું દર્શન આંતરદષ્ટિથી થાય...
* બીજાના દુઃખે દુઃખી થવું એ દયા...
  બીજાના સુખે સુખી થવું એ પ્રેમ...
* અત્યંત ગુસ્સો તમારા જુસ્સાને ખતમ કરી નાખશે...
* ખોટા ખર્ચા અને ખોટી ચર્ચા બન્ને હંમેશાં તકલીફ આપનારા જ નીવડે છે...
* દાન એ માત્ર આપી દેવાની પ્રક્રિયા નથી, પણ ઉમળકાભેર માણવાની સાધના છે...
* સમ્યકત્વ એટલે શ્રદ્ધાની ઉજાણી...
* સ્વજન સ્વાર્થ જુએ... સંત પરાર્થ જુએ... અરિહંત પરમાર્થ જુએ...
* ભગવાનની ભક્તિ કર્મની મુક્તિ માટે છે, નહીં કે સંસારની કોઈ યુક્તિઓ માટે...
* સુવચનથી સ્નેહ વધશે અને કુવચનથી કલેશ...
* ઠોકર ખાધા પછીના ડહાપણને અનુભવ કહેવાય...
* નફરત એ હૃદયનું પાગલપણું છે...
* બીજાનાં લાકડાં લઈને આપણા હૃદયને બાળવાનું કાર્ય એટલે ઈર્ષ્યા...
* કર્મની કસોટીમાં સ્થિર રહેશો, તો જ કર્મને જડમૂળથી લસોટી શકશો...
* લાંબી વાતોને ટૂંકમાં રજૂ કરવી એ પણ ચતુરાઈ છે...

# અનુક્રમણિકા





# જીવતર જાણી લો...
# જીવન માણી લો

વાસ્તવમાં જીવન નિર્માણ માટે અંતઃસ્ફુરણાનું જ મહત્ત્વ હોય છે. આપણે કોઈ ચીજને જોઈને નકલ કરી શકીએ છીએ પરંતુ જીવન નિર્માણ તો અંતઃસ્ફુરણાથી જ થઈ શકે છે.

અંતઃસ્ફુરણાના બે સોપાન છે - દિવ્ય અનુગ્રહ અને દૃઢ સંકલ્પ.

## પ્રવચન ક્રમાંક-૧

# જીવતર જાણી લો - જીવન માણી લો

જીવન નિર્માણ પ્રવચન શ્રેણીમાં પૂજ્યશ્રીએ જણાવ્યું કે નિર્માણ **માત્ર રચના નથી,** પરંતુ **નિર્માણ એક કલાત્મક અભિવ્યક્તિ છે.** તુચ્છમાં તુચ્છ પદાર્થમાંથી પણ કળાની અભિવ્યક્તિ થઈ શકે છે. સીતાબહેનની જેમ કેટલાય લોકો ઘરમાં પડી રહેલી વસ્તુને કચરો સમજે છે, તો શ્રીકાંત જેવા કોઈ એવા કચરામાંથી જ અદ્‌ભુત કલાકૃતિનું સર્જન કરે છે.

વિશ્વાસ રાખો, તમારું જીવન કોઈનાં ય કરતાં ઊણું ઊતરતું નથી. તમારામાં જીવન શક્તિની કાંઈ પણ કમી નથી, ઓછપ નથી. સવાલ બસ આપની દૃષ્ટિને બદલવાનો છે, સવાલ તમારે તમારી શક્તિને સમજવાનો છે, સંપત્તિને સમજવાનો છે.

આપ સમસ્ત ધર્માનુયાયીઓને હું એટલું જ કહીશ કે તમે ચાહે કોઈ પણ ધર્મને પાળતા હો, પણ જીવનનું મહત્ત્વ સર્વધર્મમાં છે. હા કદાચ તમે નાસ્તિક હો તો તો તમારે જીવનનું મહત્ત્વ આસ્તિક કરતાં પણ વધારે માનવું પડશે. જો તમે જીવનને જાણશો જ નહીં તો જીવનને માણશો પણ શી રીતે ?

માણવાનો અર્થ માત્ર એશઆરામ કે ભોગસુખ નથી. માણવું એટલે જીવન પર અધિકાર પ્રાપ્ત કરવો. કોઈ વસ્તુ પર અંકુશ રાખવો. આજે જીવન પર તમારો અધિકાર નથી કે તમારો અંકુશ નથી. અમારે તમને એ જ અધિકાર પ્રાપ્ત કરાવવો છે.

હરિલાલે બાપ-દાદાના સમયની જૂની ટિકીટોનો ઢગલો ખૂબ સંભાળીને રાખ્યો હતો. તેની પત્ની સીતા ટિકીટોના આ કચરાથી કંટાળી ગઈ હતી. હજારથી અધિક ટિકીટો હશે. સીતા બોલતી

હતી કે હવે હું આ કચરાને ફેંકી દઈશ. તે જ સમયે હરિલાલનો મિત્ર શ્રીકાંત ઘરમાં આવ્યો. તેણે કહ્યું, ભાભી, તમે આ શું કરી રહ્યા છો ? સીતાએ કહ્યું, આ કચરાએ તો મારું જીવન પણ કચરો કરી દીધું છે. હું આ કચરો બહાર નાંખી રહી છું. તમારે જોઈએ તો લઈ જાવ, બાકી હું આને ઘરમાં રાખવાની નથી.

શ્રીકાંતે ખૂબ પ્રેમથી એ કચરાને સ્વીકારી લીધો.

શ્રીકાંત ચિત્રકાર હતો. એનું દિલ કલાકારનું હતું. તેની ઇચ્છા કોઈક ભવ્ય કૃતિના સર્જનની હતી. આ વેસ્ટ માલમાંથી કાંઈ "બેસ્ટ" સર્જનના નિર્ણય સાથે તેણે ટિકિટોમાંથી જ એક ભવ્ય ચિત્ર બનાવ્યું, એ પ્રદર્શનમાં કળા સ્પર્ધામાં મૂક્યું.

સીતાબહેને પ્રદર્શનની પ્રશંસા સાંભળી અને એ વિસ્મિત થઈ ગઈ. શ્રીકાંતના ચિત્રને એક લાખ રૂપિયાનું પ્રથમ ઇનામ લાગ્યું હતું. ચિત્ર જોઈને સીતાબહેન હર્ષથી બોલી ઊઠ્યા, અરે આ તો અમારી ટિકીટો - સ્ટેમ્પો છે.

શ્રીકાંતે કહ્યું, તમે એને કચરાના રૂપે જોયું હતું. મેં એમાં મહાન કૃતિને જોઈ હતી.

**જીવન છે એટલે તકલીફ પડવાની**
**પણ તકલીફને આનંદપૂર્વક ઝીલી લેવી**
**તે જીવન જીવવાની સાચી કલા છે.**

## પ્રવચન ક્રમાંક-૨

# જીવતર જાણી લો - જીવન માણી લો

પૂજ્યશ્રીએ આજે બીજે દિવસે પણ પોતાની પ્રવચન ધારામાં આ જ દૃષ્ટાંતને સમજાવતાં જણાવેલ કે તમે ગઈકાલની વાતને સમજો. તમારામાં પરમાત્મ તત્ત્વ છુપાઈને રહેલું જ છે. તમારામાં મહાન શક્તિઓ છુપાયેલી પડી છે. પણ કાંઈક નકામા તત્ત્વોથી એ દબાયેલી છે. સજાગ થઈ જાઓ, તો તમારા જીવનનો ભવ્ય આદર્શ તમને અત્યંત સ્પષ્ટ રૂપમાં દેખાવા માંડશે.



વાસ્તવમાં નિર્માણ માટે આંતરિક સ્ફુરણાનું જ મહત્ત્વ છે. આપણે કોઈ ચીજને જોઈ નકલ કરી શકીએ છીએ પણ નિર્માણમાં નકલ કામ ન આવે. નિર્માણ તો આંતરિક સ્ફુરણાથી જ થશે.

આંતરિક સ્ફુરણા માટે બે સોપાન જોવા મળે છે : દિવ્ય અનુગ્રહ અને દૃઢ સંકલ્પ. આજે આપણે આંતરિકસ્ફુરણાની વાત જોઈએ.

માઇકલ એન્જેલોએ વિશ્વવિખ્યાત શિલ્પનું નિર્માણ કર્યું. લોકો એની શ્રેષ્ઠ કૃતિને જોઈ દંગ થઈ જતા હતા. જે કોઈ પણ કૃતિ જોતાં, તેઓ દાંત નીચે આંગળા દબાવી દેતા. આટલું ભવ્ય શિલ્પ ! એક કલાકારે માઇકલ એન્જેલોને પૂછ્યું, આટલી ભવ્ય કૃતિ તમે કેવી રીતે નિર્માણ કરી ?

એનો પ્રશ્ન સાંભળી માઇકલ ગંભીર થઈ ગયા, જાણે પોતે પોતાના જીવનનું રહસ્ય ખુલ્લું કરવા આતુર ન હોય તેમ મુખ પર

સ્મિત રેલાવતાં તેઓએ કહ્યું, આ ભવ્ય કૃતિ તો આ પાષાણમાં હતી જ. મેં મારા મનમાં ઊપસેલી કૃતિ દ્વારા પાષાણમાં રહેલ કૃતિને જોઈ લીધી. બસ, પછી તો પૂછવું જ શું ? પથ્થરમાં જે નકામો ભાગ હતો એને મેં કાઢી નાંખ્યો એટલે આ ભવ્ય કૃતિ સ્વયં જ બહાર આવી ગઈ.

તમારા જીવનમાંથી પણ બિનજરૂરી નકામી વાતો નીકળી જશે તો તમારું ભવ્ય વ્યક્તિત્ત્વ આપોઆપ નિખરી ઊઠશે.

**જેના વ્યવહારમાં**
**વડીલો પ્રત્યે વિનયભાવ,**
**ગુરુઓ પ્રત્યે બહુમાન,ભાવ,**
**આશ્રિતો પ્રત્યે પ્રેમ અને**
**વાત્સલ્ય છે તેનું**
**જીવન નંદનવન છે.**

## પ્રવચન ક્રમાંક-૩

# જીવતર જાણી લો - જીવન માણી લો

બ્રિટિશ સલ્તનતનો ભારતમાં પાયો નાંખનાર હતા રોબર્ટ ક્લાઇવ. તેમને ઇસ્ટ ઇન્ડિયા કંપની સાથે ભારતમાં આવવું ન હતું, પણ પરિવારના લોકોની ધિક્કાર ભાવનાથી બચવા રસ્તો શોધવો હતો. ક્લાઇવ ભારતમાં આવ્યા પછી પણ નિષ્ફળ ને નિષ્ફળ જ રહ્યા. પોતાના જીવનથી અત્યંત કંટાળી ગયા. મનમાં આત્મહત્યા કરી લેવાનો નિર્ણય કર્યો. પોતાના હાથે જ પિસ્તોલમાં કારતૂસ ભર્યા. પિસ્તોલને ચલાવવા પ્રયત્ન કર્યો પણ ગોળી છૂટી જ નહીં. આવો પ્રયત્ન એક વાર નહીં ત્રણ ત્રણ વાર કર્યો પણ પિસ્તોલમાંથી ગોળી ન જ છૂટી. હવે એ અત્યંત સજાગ બની ગયા. તેમણે પિસ્તોલને એક બાજુ ફેંકી દીધી અને બોલી ઊઠ્યા, હે ભગવાન ! આપ મને મરવાથી એટલા માટે રોકી રહ્યા છો કે મારા જીવનનો પણ કોઈ અર્થ છે, કોઈ મતલબ છે અને કોઈક આંતરિકસ્ફુરણાથી મન ભરાઈ ગયું. મરવા માટે પૂર્ણ તૈયાર થયેલા ક્લાઇવ પૂર્ણ જીવનને પૂર્ણતયા જીવવા માટે તૈયાર થઈ ગયા. અને ત્યાર પછીનું એનું શેષ જીવન સફળતાની સરગમના સ્વર રણકાવતું રહ્યું.



કેવો હતો એ છોકરો ? તદ્દન મૂર્ખ. વર્ગના સામાન્ય વિદ્યાર્થી કરતાં પાછળ રહી જતો ઠોઠ નિશાળિયો. આને ભણાવવા માટે શિક્ષક પાસે પણ કોઈ ઉપાય ન રહ્યો. એક દિવસ શિક્ષકે જોરથી લાફો લગાવી દીધો. લાફો તો માર્યો જ, પણ ઉપરથી કડવાથી કડવા શબ્દો કહી ભત્સર્ના પણ કરી. બધા વિદ્યાર્થીઓ તેની મૂર્ખતા પર હસવા માંડ્યા, જાણે કે બધાના ધિક્કારનું પાત્ર ન હોય !

બસ, એ જ ક્ષણે છોકરાએ દૃઢ સંકલ્પ કર્યો કે હું માત્ર આ શાળાનો જ નહીં, પણ આખા ગામનો શ્રેષ્ઠ વિદ્યાર્થી બનીને જ જંપીશ.

આ સંકલ્પથી વિશ્વને ન્યૂટન નામનો મહાન વૈજ્ઞાનિક પ્રાપ્ત થયો. પૂજ્યશ્રીએ આ વિષયમાં કાંઈ ટિપ્સ આપેલ જેને આપણે સંક્ષેપમાં જોઈ લઈએ.



1. જો આપણે સંકલ્પ શક્તિને દૃઢ કરવી હોય તો સવારે બ્રહ્મમુહૂર્તમાં જ ઊઠવું જોઈએ.
2. ધ્યાનમાં રાખો કે સવારે જલદી (4-0 થી 6-0 વચ્ચે) ઊઠવું એ જીવનનિર્માણનું અનિવાર્ય અંગ છે.
3. અસ્વસ્થ શરીરમાં મન પણ અસ્વસ્થ રહે છે. આથી ધનપ્રાપ્તિની અપેક્ષાથી અધિક મહત્ત્વ શરીરની સ્વસ્થતાને આપવું જોઈએ.
4. જ્યારે પણ ભોજન કરો કે પાણી પીવો ત્યારે દરેક વખતે પહેલાં અને પછી તમારો ઈષ્ટમંત્ર(નવકારમંત્ર)ને એક વાર તો અવશ્ય બોલવો.
5. ઈષ્ટમંત્રનો જાપ પણ મુઠ્ઠી બાંધી કરવો, પાંચેય તત્ત્વો આપણા હાથમાં છે. આ બધાં તત્ત્વોથી સમૂહ શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે.
6. એક હજાર સફળ વ્યક્તિઓનાં જીવન ચરિત્ર એવી રીતે વાંચો કે જેનાથી તમારું સમસ્ત જીવન તમને ભાવનામય અને પ્રાણમય બનાવી દે.
7. પ્રત્યેક ઈન્સાન આપણા જીવન નિર્માણના ઓછામાં ઓછા એક પાસાનો પથપ્રદર્શક બની શકે છે. દરેક વ્યક્તિની સારી દૃષ્ટિ, ને અને સારા વિચારોને નોટડાઉન કરો.
8. તમારા જીવનના સંકલ્પને સારી રીતે લખીને તમારી નજર સમક્ષ રાખો. દરેક બુદ્ધિમાન વ્યક્તિને આ સંકલ્પને સફળ કરવાના ઉપાય પૂછતાં રહો.

# સ્વાર્થ જલાવો... પરાર્થ વરસાવો

સૃષ્ટિમાં તમે સ્વાર્થપૂર્તિ કરતાં રહેશો તો ખૂબ તકલીફથી સફળ થશો અથવા અસફળ જ રહેશો. સમસ્ત પ્રકૃતિનું પૃથક્કરણ કરો. સમસ્ત પ્રકૃતિ પરાર્થને માટે જ કામ કરે છે. પાંચ સ્થાવરો - એકેન્દ્રિયો - પૃથ્વીકાય - અપકાય - તેઉકાય - વાઉકાય અને વનસ્પતિકાય પોતાનું સર્વસ્વ આપીને જગતના જીવોનું પરાર્થ સાધે છે.

પરાર્થ-પરોપકાર પૂર્ણ ધાર્મિકતા જ માત્ર નથી પણ આદર્શ જીવનની પૉલિસી પણ છે. પરાર્થથી સ્વાર્થનું સર્જન આપોઆપ થતું જ રહે છે. સ્વાર્થને પણ જો સિદ્ધ કરવો હોય તોપણ પરાર્થ ચેતનાને જાગ્રત કરો.

## પ્રવચન ક્રમાંક-૪

# સ્વાર્થ જલાવો... પરમાર્થ વરસાવો

એક ચતુર રાજવીએ ભવ્ય ભોજન સમારોહનું આયોજન કર્યું. પોતાના પરિચિત વિશેષ પુરુષોને ભોજન માટે નિમંત્રિત કર્યા. રાજાનું આમંત્રણ હતું એટલે બધા જ આનંદથી સમયસર આવી ગયા. ભોજનની બધી થાળીઓ પીરસેલી તૈયાર હતી. તેના રંગ, રૂપ અને રસ મોઢામાંથી પાણી છોડાવી રહ્યા હતા. પરંતુ રાજાના એક ખાસ આદમીએ રાજાનું ફરમાન દેખાડ્યું. ફરમાન હતું કે જમવા બેસાડતાં પહેલાં દરેકના હાથને કોણી સુધી એવી રીતે બાંધી દેવો કે હાથ વાંકો વળે નહીં. દરેકના હાથ બાંધી તેમને આવી હાલતમાં ભોજનની થાળી પર બેસાડી દેવામાં આવ્યા. રાજાએ આવીને કહ્યું કે આજે બધાએ ભોજન કરીને જ જવાનું છે. બધા જ લોકો વિચારના ચક્કરમાં પડ્યા કે કરવું શું ? વિવશ થઈ રાજા સામે જોવા લાગ્યા કે આ તે કેવો હુકમ ? બંધાયેલા હાથે અમે ભોજન શી રીતે કરીએ ?

રાજાએ કહ્યું, એમાં કઈ મોટી વાત છે ? તમે બધા આમને સામને તો બેઠા છો, તમારો હાથ વળી નથી શકતો પણ લાંબો ફેલાઈ તો શકે જ છે ને ? એકબીજાને ખવડાવો.

રાજાએ મહાન આદર્શ સમજાવ્યો, બીજાને ખવડાવતાં શીખો, બીજાને ખાવાનું આપતાં શીખો. તમારી સમસ્યા હલ થઈ જશે, ઉકેલાઈ જશે. સ્વાર્થને જલાવી પરાર્થ કરતાં શીખો.

### સ્વાર્થને જલાવો..... પરાર્થ વરસાવો

એક રાજાને કાચનાં વાસણો અને અન્ય કાચના સાધનો વસાવવાનો ખૂબ ખૂબ શોખ હતો. કાચની જે કોઈ પણ સારી

ચીજ જુએ તે ખરીદી લે. ધીરે ધીરે મોટું સંગ્રહાલય બની ગયું. પરંતુ આટલી બધી કાચની વસ્તુની રોજ સફાઈ કરવી પણ જરૂરી હતી. રાજા આના માટે ઊંચો પગાર આપી માણસ રાખતા હતા, પણ હુકમ બહુ કડક હતો, જે દિવસે માણસથી એક પણ ચીજ તૂટતી કે રાજા તુરંત તેને ફાંસીની સજા આપી દેતો. કેટલાય માણસોને એણે પરલોકમાં મોકલી દીધા.

આખરે રાજાની આવી કડકાઈ અને સજાથી એક પરાર્થી માણસનું હૃદય પીગળી ગયું. તે રાજા પાસે પહોંચ્યો અને કહ્યું, રાજન્ ! મને તમારી આ નોકરીમાં રાખી લ્યો. રાજા પણ આટલા સારા માણસને ક્યારેક મરવું પડશે એ વિચારથી ખચકાઈ ગયો. રાજાએ કહ્યું તમે આ નોકરીમાં ન આવો. પરંતુ તે માન્યો નહીં.

ઘણા લાંબા સમય સુધી તેના હાથે એક પણ ચીજ તૂટી નહીં, પણ કાચ એ તો કાચ જ છે, એક દિવસ એક ચીજ તૂટી ગઈ. રાજાને થયું કે અરે અરે આ શું થઈ ગયું ? અને તે સારા માણસને મળવા માટે દોડ્યો. પરંતુ ત્યાં જઈને જોતાં એ બોલી ઊઠ્યો, અરે આ શું ? પેલો પરાર્થી ભલો માણસ બધી જ કાચની ચીજને તોડવામાં લાગી ગયો હતો અને જોતજોતામાં તેણે બધી વસ્તુ તોડી નાંખી, એક પણ વસ્તુ ન રહેવા દીધી.

રાજા બોલી ઊઠ્યો..... અરે પાગલની જેમ તું આ શું કરી રહ્યો છે ? પરાર્થી બોલ્યો. પહેલાં પણ ઘણા માણસો મરી ગયા છે અને હું પણ મરી જઈશ. પરંતુ હું પાંચસો માણસોનો જીવ બચાવીને મરીશ. કારણ કે આ પાંચસો વસ્તુ ક્યારેક ને ક્યારેક તો કોઈના હાથે તૂટવાની જ હતી, બિચારા એ લોકો મરી ન જાય... અને જીવંત રહે માટે મેં આ બધું તોડ-ફોડનું કાર્ય કર્યું છે.

આ સાંભળી રાજા શરમિંદો બની ગયો, તેને પોતાની ભૂલ સમજાઈ.

રાજાએ કહ્યું, પાંચસોને અભયદાન આપનાર તને પણ અભયદાન છે.

પૂજ્યશ્રીએ આ રોચક દૃષ્ટાંત દ્વારા જણાવ્યું કે આ સૃષ્ટિમાં તમે તમારી સ્વાર્થપૂર્તિ કર્યા કરશો તો ખૂબ મુશ્કેલીથી સફળતા પામશો અથવા તો નિષ્ફળ જ રહેશો. સમસ્ત પ્રકૃતિનું નિરીક્ષણ કરો અને પૃથક્કરણ કરો તો સમસ્ત પ્રકૃતિ પરાર્થ માટે, પરોપકાર માટે જ કામ કરતી જણાશે.

તમે તમારી સ્વાર્થપૂર્તિ માટે જો તમે જ એકલા કાર્યમાં મંડી પડશો તો તમે એકલા પડી જશો, પરંતુ જો તમે અન્યનાં કાર્ય માટે લાગશો તો તે હજારો લોકો તમારી ઉદ્દેશ્યપૂર્તિમાં, તમારા મનોરથની પૂર્તિમાં લાગી જશે.

પરાર્થ કે પરોપકાર પૂર્ણ ધાર્મિકતા તો છે જ પણ તે એક આદર્શ જીવનની પૉલિસી પણ છે. સમસ્ત સંસાર આજે પણ જે મહાનુભાવોની પૂજા કરે છે, જેની યાદમાં આંસુઓ વહાવે છે, શું તેઓ સ્વાર્થી હતા ? ના, પરોપકાર, પરાર્થ એ જ એમના જીવનનું લક્ષ્ય હતું. આખરે આટલો તો નિર્ણય કરો કે હું મારું ખરાબ કરનારનું ભલું કરી શકું કે ના કરી શકું, પણ મારું ભલું કરનારનું તો અવશ્ય ભલું કરું જ. જો તે પણ ન થઈ શકે તો એક મુદ્રાલેખ બનાવો કે **મારું ભલું કરનારનું તો હું કદી ખરાબ નહીં જ કરું.** આટલું નાનું સૂત્ર પણ તમારું જીવનનિર્માણ કરી શકે છે.

**કલિકાળનો એટમ બૉમ્બ છે - ઐક્ય, એકતા**
**જેમાં સારા વિશ્વને ધ્રુજાવી દેવાની તાકાત છે.**

## પ્રવચન ક્રમાંક-૫

# સ્વાર્થ જલાવો... પરમાર્થ વરસાવો



નોબલ પ્રાઇઝના વિજેતા કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એક સુંદર કલ્પના કરી છે. એક ભિક્ષુકને આખા દિવસમાં કશુંય ન મળતાં તે ભગવાનને પ્રાર્થના કરે છે, હે ભગવાન ! કોઈએ કાંઈ ન આપ્યું, પણ તું તો કાંઈક દઈ દે. અને આવી પ્રાર્થના કરતાં તેને ઊંઘ આવી ગઈ. ઊંઘમાં તેણે સાક્ષાત્ ભગવાન વિષ્ણુને જોયા. ભિક્ષુક ભાવવિભોર બની ગયો. વિષ્ણુજીએ તેની સામે સ્મિત વેર્યું. હવે ભિક્ષુકને થયું કે ભગવાન હમણાં કહેશે કે વરદાન માંગ પરંતુ આશ્ચર્ય થયું. ભગવાને જ ભિક્ષુક પાસે માંગતા કહ્યું, બેટા ! કાંઈક આપ. ભિક્ષુક તમતમી ગયો, આજે તેને કાંઈ પણ મળ્યું ન હતું. અને દેવાવાળો ભગવાન ખુદ જ માંગી રહ્યો હતો. શું કરવું ?

તેણે એક નાની-શી પોટલીમાં ખૂબ જ સંભાળીને મુઠ્ઠીભર ચોખા રાખ્યા હતા. તેણે પોટલી ખોલી, ભગવાને જોયું કે એમાં ઘણા દાણા હતા, પણ ભિક્ષુકનું મન આપવાનું થતું ન હતું. ભગવાને કહ્યું, બેટા ! કાંઈક તો આપી દે. આખરે ભિક્ષુકે ચોખાનો એક જ દાણો આપ્યો. ભગવાને હસીને લઈ લીધો.

સવાર થઈ. ભિક્ષુક ઊઠ્યો અને બોલ્યો, ભગવાન ! બધાને આપવાવાળો તું પણ મારી પાસેથી એક દાણો લઈ ગયો ? અને એટલામાં જ સૂર્યનું સોનેરી કિરણ ચમક્યું અને એ પ્રકાશમાં ભિક્ષુકે જોયું કે પોટલીમાં એક દાણો સોનાનો થઈ ગયો હતો. ભિક્ષુક સમજી ગયો અને બોલી ઊઠ્યો કાશ! મેં બધા જ દાણા આપી દીધા હોત તો આજે હું ક્યાંથી ક્યાં પહોંચી ગયો હોત ?

પૂજ્યશ્રીએ સોનાના દાણાના દૃષ્ટાંતનું માર્મિક પૃથક્કરણ કર્યું કે આપણે પરોપકાર કરીએ આ જ ભગવાનની માંગણી છે. આપણે સ્વાર્થવશ થઈ પરાર્થથી દૂર થઈએ છીએ. પરંતુ આપણે જેટલો પરાર્થ કરીશું એટલી જ આપણી પોતાની સ્વાર્થપૂર્તિ થઈ જશે. જો આપણે આ સિદ્ધાંત પર શ્રદ્ધા રાખીશું તો જીવનને સફળ કરી શકીશું.

આપણને મા-બાપે જન્મ આપ્યો, પાલન કર્યું, સંસારમાં આપણને હજારો-લાખો સુવિધા આપી. આ બધો પરોપકાર છે. જો આપણા પર બીજાનો ઉપકાર ન હોત તો આપણું અસ્તિત્ત્વ જ ન હોત. તેથી આપણે કોઈના પર ઉપકાર કરીએ તે કાંઈ બહુ મોટી વાત નથી, એ તો માત્ર કૃતજ્ઞતા જ છે.

મહાન શાસ્ત્રકાર વેદવ્યાસે તો ખૂબ મહત્ત્વપૂર્ણ વાત કરી છે. જિજ્ઞાસુએ વ્યાસજીને પ્રશ્ન પૂછ્યો કે લાખો શ્લોક ધરાવતા તેમજ અઢાર પુરાણમાં સારભૂત તમે શું લખ્યું છે ?

વ્યાસજીએ કહ્યું, મેં માત્ર બે જ વાત કરી છે. માત્ર બે વાત સમજાવવા અઢાર પુરાણની રચના છે.

**અષ્ટાદશ પુરાણેષુ વ્યાસસ્ય વચન દ્વયમ્ ।**
**પરોપકાર પુણ્યાય, પાપાય પરપીડનમ્ ॥૧॥**

પરોપકાર જ પુણ્ય છે. પરોપકાર જ વિશ્વના અસ્તિત્ત્વનો આધાર છે. પરોપકાર જ માનવજીવનનું પરમ ભાગ્ય છે. સૌભાગ્ય છે.

અને

બીજાને પીડા કરવી એ જ પાપ છે. પરપીડા જ જગત વિનાશનો પંથ છે. માટે જ માનવ માત્રએ સ્વાર્થનો સંકોચ કરી સંક્ષેપ કરી પરાર્થનો વિકાસ કરવો જોઈએ.

**વ્યક્તિત્વ-વિકાસ સ્વાર્થથી નહીં**
**પરમાર્થથી જ શક્ય છે.**



## પ્રવચન ક્રમાંક-૬

# સ્વાર્થ જલાવો... પરમાર્થ વરસાવો



એક ગામમાં એક રાજાએ પ્રજાના હિત માટે એક નિયમ બનાવ્યો હતો કે મારા ગામમાં કોઈ પણ વ્યાપારી કોઈ પણ વસ્તુ વેચવા માટે આવે અને એની વસ્તુ સાંજ સુધી ન વેચાય તો રાજ્ય તરફથી ખરીદી લેવી.

એક વખત કોઈ એક દરિદ્ર વ્યક્તિ કોઈ જ્યોતિષીના કહેવાથી પનોતી દેવીની મૂર્તિ વેચવા માટે આવ્યો. મૂર્તિ તો સસ્તી હતી પણ એ બધાને કહેતો હતો કે મૂર્તિ ખરીદવાથી તમારે ત્યાં દરિદ્રતા આવશે. જ્યારે કોઈએ પણ મૂર્તિ ન ખરીદી ત્યારે સાંજના રાજાના માણસો આવ્યા, પણ તેની દરિદ્રતાની વાત સાંભળી તેમણે મૂર્તિ ખરીદી નહીં અને રાજાને બધી વાત જણાવી. રાજા ખુદ ત્યાં આવ્યો અને બધાએ ના કહેવા છતાં પણ મૂર્તિ ખરીદીને રાજમહેલમાં રાખી દીધી. રાજાએ કહ્યું વચન પાલન કરવું એ મારો ધર્મ છે.

રાજમહેલમાં પનોતીના આગમનના કારણે અડધી રાતે રિસાઈને લક્ષ્મીદેવી રાજમહેલની બહાર જવા લાગી. રાજાએ કહ્યું તમે રાજમહેલમાં બિરાજિત રહો. હું તમારું પણ માન-સન્માન કરીશ. પરંતુ લક્ષ્મીદેવીએ સાંભળ્યું નહીં. બહાર નીકળી ગયા. તેની પાછળ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વગેરે દેવો એક પછી એક નીકળી પડ્યા. અંતમાં જ્યારે ધર્મરાજ જવા લાગ્યા તો રાજાએ ધર્મરાજને કહ્યું, જતાં પહેલાં મારા સવાલનો જવાબ આપો. પનોતીને લાવીને મેં મારા ધર્મનું પાલન કર્યું છે કે અધર્મનું પાલન કર્યું છે ?

ધર્મરાજ બોલ્યા..... રાજન ! તમે તો ધર્મનું જ પાલન કર્યું છે.

રાજાએ કહ્યું, જો મેં ધર્મનું જ પાલન કર્યું હોય તો તમે રાજમહેલમાંથી કેવી રીતે જઈ શકો ?

ધર્મરાજ રાજાના ન્યાયયુક્ત વચનથી રોકાઈ ગયા.

હવે લક્ષ્મીજીએ વિચાર્યું કે જ્યાં ધર્મ હોય છે ત્યાં જ હું રહી શકું છું. એટલે લક્ષ્મીજી રાજમહેલમાં પાછા ફર્યા. લક્ષ્મીજીની પાછળ બીજા બધા દેવ પણ પાછા ફર્યા. રાજાએ સ્મિત સાથે સર્વનું સ્વાગત કર્યું.

પૂજ્યશ્રીએ કહ્યું કે આ દૃષ્ટાંત આપણને સમજાવે છે કે વ્યક્તિ જ્યારે પોતાના પરાર્થ ભાવમાં અચલ રહે છે ત્યારે તે અન્ય ચલાયમાનને પણ અચલ-સ્થિર કરી દે છે. પરાર્થ કરશો તો તકલીફ નહીં થાય એવી વાત નથી, પરાર્થ કરવા જશો તો તકલીફ જરૂર થશે જ. પરાર્થ કરવા જશો તો દુષ્ટ-દુર્જન લોકો કાંટાનો તાજ પહેરાવવા પણ આવશે, પુષ્પને બદલે જુત્તાનો હાર પણ પહેરાવવા આવશે. પરંતુ **તકલીફોને અવગણીને જે પરાર્થ કાર્યમાં અગ્રેસર થાય છે તેનું જ સ્મરણ આખરે દુનિયાના લોકો કરે છે.**

જ્યારે આપણે પરાર્થને પોતાના ધર્મનું અંગ સમજી બીજાને સહાય કરીએ છીએ, બીજાના દુ:ખને દૂર કરીએ છીએ, બીજાને તકલીફમાંથી ઉગારી લઈએ છીએ ત્યારે એ જ ધર્મ આપણો રક્ષક બની જાય છે. પરાર્થ કરવાનો સ્વભાવ બની જાય તો પરાર્થ ધર્મ બની જાય છે. પરાર્થ ધર્મ બને છે ત્યારે તે આત્માને પરાર્થ કર્યા વિના ચેન પડતું નથી. પરાર્થ કરવાનું વ્યસન આત્માને પરમાત્મા

બનાવે છે. કોઈ પણ આત્મા તીર્થંકર ત્યારે જ બની શકે છે જ્યારે એમાં પરાર્થ વ્યસનીપણું હોય.

ભલે આપણા આત્માની એવી ભવિતવ્યતા ન હોય કે આપણે તીર્થંકર બનીએ, પણ આપણે પરોપકાર કરતાં રહીશું તો આ વિશ્વની બીજી કોઈ પણ શ્રેષ્ઠ પદવી જરૂર મેળવી શકીશું.

પરાર્થથી પોતાના સ્વાર્થનું સર્જન સ્વયંમેવ થતું જ રહે છે. ગુણદષ્ટિ આવે તો પરાર્થ કરવો સહેલો બને.

સ્વાર્થને પણ સિદ્ધ કરવો હોય તો પરાર્થની ચેતના જાગ્રત કરો.

**પ્રેમ અને વિશ્વાસ બે જુદી ચીજ છે.**
**પ્રેમ પૂર્વના કોઈ ઋણાનુબંધથી હોય છે.**
**તે વિના પ્રયત્ને પણ મળી જાય છે.**
**જ્યારે વિશ્વાસ એ આ જન્મની સાધના છે**
**અને તે સદ્ગુણોથી જ સાધી શકાય છે.**
**પ્રેમ મેળવી જાણો, વિશ્વાસ કેળવી જાણો.**

# કહો વિધાતાને... બનાવે વિધાતા

વિધાતા તે જ બને છે જે પોતાનો રસ્તો પોતાની જાતે જ શોધે છે. માનવમાં એ શક્તિ છે જે પોતાનો રાહ બનાવીને એ રાહ પર સમસ્ત સંસારને ચલાવી શકે છે.

જીવનના વિધાતા બનવું હોય તો નસીબને દોષ ન દો. નસીબને દોષિત ઠેરવનાર પોતાની ગતિ-પ્રગતિ-શક્તિ-વિકાસને બાજુ પર કરી દે છે.

સિદ્ધિ સાહસમાં વસે છે, દોષ થોપવામાં નહીં. જીવનમાં આફત આવે તો કરામતનું સર્જન કરો. વિધાતા બનવું હોય તો કૌવત વધારો, હિમ્મત વધારો. સાહસ વધારો કે તમારા માર્ગ પર ચાલવા દુનિયા વિવશ બની જાય.



## પ્રવચન ક્રમાંક-૭

# કહો વિધાતાને - વિધાતા બનાવે...

શું તમે કલ્પના કરી શકો છો કે જન્મથી નેત્રહીન વ્યક્તિ સંધ્યાનાં રંગબેરંગી કિરણોનું વર્ણન લખી શકે ? શું તમે વિચારી શકો છો કે જન્મથી બહેરી અને મૂંગી વ્યક્તિ ઝરણાંઓના કિલકિલ અવાજનું અને સાગરની ઊછળતી લહેરોના ઘૂ..ઘૂ..... અવાજનું વર્ણન લખી શકે ? આવા વ્યક્તિત્વની કોઈ કલ્પના નથી થઈ શકતી, પણ આવું વ્યક્તિત્વ હતું **હેલન કેલરનું.**

જન્મથી અંધ-મૂંગી અને બહેરી છોકરી હતી હેલન. તેની માતાએ વિચાર્યું કે મારી છોકરી વિકલાંગ છે પણ માનવ છે. હું એનું જીવન નિર્માણ કાંઈક એવું કરીશ કે એનો જન્મ સફળ થઈ જાય. માતાએ વિચાર્યું કે હું ખુદ એના જીવનની વિધાતા બનીશ, અને એને પણ અનેકોનાં જીવનની વિધાતા બનાવીશ.

માનવને જ્યારે અન્ય ઇન્દ્રિયો નથી મળતી ત્યારે તેની સ્પર્શેન્દ્રિય અત્યંત સતેજ બની જાય છે. પાંચ ઇન્દ્રિયોથી થતી જાણકારી એક ઇન્દ્રિયની સતેજતાથી થતી હોય છે. એક ઇન્દ્રિય જ્યારે પાંચે ઇન્દ્રિયોનું કામ કરે છે એ પ્રક્રિયાને શાસ્ત્રમાં સંભિન્નસ્રોત લબ્ધિ કહેવાય છે.

હેલન કેલરે માતાના સંકેતોને ગ્રહણ કરવામાં પોતાની આત્મશક્તિ લગાવી અને આ શક્તિથી હેલને પ્રકૃતિનો પરિચય પણ મેળવ્યો. હેલને શક્તિના વિકાસ સાથે પુસ્તક લખવાનું કાર્ય પણ શરૂ કર્યું. તેના પુસ્તકમાં લખાયેલ આકાશ-નદી-સાગર, પુષ્પ અને તેના રંગોનું વર્ણન વાંચી નેત્રયુક્ત લોકો પણ આશ્ચર્ય વ્યક્ત કરે છે.

આપણને પાંચેય ઇન્દ્રિયો મળી છે, શું આપણે આપણા જીવનના વિધાતા બનવાનો પ્રયત્ન કર્યો ?

હેલન કેલરના જીવનને નજર સમક્ષ રાખી પૂજ્યશ્રીએ જણાવેલ કે પ્રત્યેક વ્યક્તિમાં પોતાના ભાગ્યના વિધાતા બનવાની શક્તિ છે. ન કેવળ તમે તમારા ભાગ્યના વિધાતા બની શકો છો, પરંતુ વિશ્વના વિધાતા બની શકો છો, રાષ્ટ્રના વિધાતા બની શકો છો, દેશના વિધાતા બની શકો. પરંતુ તેના માટે કશુંક કરવાની તમન્ના હોવી જોઈએ, આત્મવિશ્વાસ હોવો જોઈએ.

વિધાતા બનવા લાંબું આયુષ્ય હોવું જરૂરી નથી. લાંબું જીવન હશે તો જ જીવન નિર્માણ થશે આ વાત સત્ય નથી. **જીવન નિર્માણ માટે લાંબી જિંદગીની નહીં પણ ઉપયોગી જિંદગીની જરૂરત છે.** જીવનના વિધાતા બનવા સારી પરિસ્થિતિની રાહ જોવાની હોતી નથી, જે પરિસ્થિતિ છે તેમાં જ કંઈક કરીને બતાવવાનું હોય છે. **રસ્તો શોધનારા વિધાતા બને છે.**

**કોઈ પણ નદી પાસે કે ઝરણાં પાસે સાગરનું ઍડ્રેસ નથી હોતું, પણ રસ્તો શોધતાં શોધતાં જ એ સાગર સુધી પહોંચે છે.**

પોતાના જીવનનો વિધાતા એ જ બની શકે છે જે પોતાનો રસ્તો પોતે જ શોધે છે. માનવમાં એ શક્તિ છે જે પોતાની રાહ બનાવી સમસ્ત સંસારને એ રાહ પર ચલાવી શકે છે. જીવનના વિધાતા બનવું હોય તો નસીબને દોષ ન દો. નસીબને દોષ આપનાર પોતાની પ્રગતિ, પોતાની શક્તિ, પોતાના જીવન વિકાસને અને સુંદર ભવિષ્યને એક બાજુ મૂકી દે છે.

સિદ્ધિ સાહસમાં વસે છે, કોઈને દોષિત ઠરાવવામાં નહીં. જીવનમાં આફત આવે તો કરામતનું સર્જન કરો. વિધાતા બનવું હોય તો જીવનમાં એવી હામ ભરો, એવી હિમ્મત દાખવો, એવું સાહસ કરો કે તમારી રાહ પર ચાલવા દુનિયા વિવશ બની જાય. જ્યારે આવા વ્યક્તિત્વનું નિર્માણ કરશો તો તમે ખુદ તમારા જીવનના વિધાતા બનશો, અને અનેકનાં જીવનના પણ વિધાતા બનશો.

### પ્રવચન ક્રમાંક-૮

# કહો વિધાતાને... - વિધાતા બનાવો...

વીરચંદ શેઠની પાસે ઘણી મોટી પ્રોપર્ટી હતી. એમનાં ચાર પુત્ર અને ચાર પુત્રવધૂઓ હતાં. શેઠ વિચારે છે કે વ્યાપાર ધંધો તો પુત્રોએ સંભાળી લીધો છે, પરંતુ ઘરમાં પણ વ્યવસ્થા હોવી જરૂરી છે. એક વાર શેઠે પોતાના ઘરમાં એક મોટી મિજબાનીના અવસરે ચાર પુત્રવધૂઓને મહેમાનોની વચ્ચે ડાંગરના પાંચ-પાંચ દાણા આપ્યા અને કહ્યું કે જ્યારે પાછા માગું ત્યારે આપજો.

પ્રથમ પુત્રવધૂએ એ દાણા ફેંકી દીધા. બીજી પુત્રવધૂએ સસરાની પ્રસાદી સમજી ખાઈ લીધા. ત્રીજી પુત્રવધૂએ સોનાની ડબ્બીમાં સુરક્ષિત મૂકી દીધા. ચોથી પુત્રવધૂએ વિચાર્યું કે સસરાજીએ આટલી મોટી મિજબાનીની વચ્ચે આ પાંચ દાણા આપ્યા છે તો તેની પાછળ જરૂર કાંઈક રહસ્ય છે. તેણે એ દાણા પોતાના પિયરમાં ખેતરમાં વાવવા મોકલી આપ્યા અને કહેવડાવ્યું કે જ્યાં સુધી અન્ય કોઈ સંદેશ ન મોકલાવું ત્યાં સુધી આ દાણાથી તૈયાર થયેલ ફસલ-પાકને વારંવાર વાવતા રહેજો.

પાંચ-સાત વર્ષ બાદ શેઠને ત્યાં ફરી મહેફિલનો પ્રસંગ આવ્યો. શેઠે પુત્રવધૂઓ પાસે પાંચ દાણા માંગ્યા. પ્રથમ પુત્રવધૂએ કહ્યું મેં તો ફેંકી દીધા છે, બીજા લાવીને આપું છું. સસરાએ તેને સફાઈનું કામ સોંપ્યું. જેણે દાણા ખાઈ લીધા હતા તેને ભોજનગૃહનું કાર્ય સોંપ્યું. સુવર્ણની ડબ્બીમાં સુરક્ષિત રાખનારને ઝવેરાત સંભાળવાનું કામ સોંપ્યું. ચોથી વહુએ કહ્યું, મારા દાણા લાવવા મારા પિયરમાં ગાડા મોકલવા પડશે, કારણ કે પાંચ દાણામાંથી

તો બીજા કેટલાંય દાણા પેદા થયા હશે. આ વાત સાંભળતા જ સસરાએ તેને ઘરનો સંપૂર્ણ કારોબાર સોંપી દીધો.

જીવન વિધાતા બનવા માટે આ દૃષ્ટાંત ખૂબ જ માર્મિક છે. જીવનના વિધાતા બનવું હોય તો નાની નાની વાતો અને નાની નાની ચીજો પર પણ ધ્યાન દેવું જરૂરી છે.

નાની વાતને પણ જ્યારે કલાત્મકરૂપે સજાવતાં આવડે, નાની ચીજને પણ વિકસિત કરતાં આવડે, એકમાંથી અનેક કરવાની કળામાં માહેર બનીએ તો જીવનના વિધાતા બની શકાય છે.

જીવનમાં કોઈ ચીજ કે કોઈ નિયમો નાના કે મોટા હોતાં નથી, એ વિષયમાં આપણી દૃષ્ટિ, આપણી વિચારધારા શું છે એ ઘણી મોટી વાત હોય છે. અને આ જ જીવન વિધાતા બનવાની અપૂર્વ કળા છે.

પૂજ્યશ્રીએ જણાવેલ તે **સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યગ્ચારિત્ર એટલે કે વિશ્વને જોવાની, વિશ્વને સમજવાની અને સ્વયંને નિયંત્રિત કરવાની જીવનકળા છે.**

કોઈએ ગુસ્સો કરવાની ભૂલ કરી તો સમ્યગ્દર્શની જોશે-વિચારશે કે એણે ભૂલ કેમ કરી? શું એ ભૂખ્યો છે? થાક્યો છે કે પછી હારેલો છે ?

જે **ભૂખ્યાને ભોજન, થાકેલાને આરામ અને હારેલાને હિંમત આપે છે એ જ વિધાતા બની શકે છે.** વિધાતા બનવા ખોટા ફડાકા મારો નહીં, જે વાત શક્ય હોય તે જ કરો.

એક મુલ્લાજીનો નોકરી માટે ઇન્ટરવ્યૂ લેવામાં આવ્યો. અધિકારીએ પૂછ્યું, માની લો કે તમારી અને મારી બન્નેની દાઢી

એકી સાથે જ સળગી તો તમે પહેલાં કોની બુઝાવશો ? મુલ્લાજીએ નોકરીના લોભમાં કહ્યું, પહેલાં તમારી બુઝાવું. અધિકારીએ કહ્યું, ખુદ બળતો એવો તું બીજાને પણ બાળી દે. તમારા જેવાનું અમારે ત્યાં કોઈ જ કામ નથી.

વિધાતા બનનારે પ્રથમ પોતાના પર નિયંત્રણ કરવું પડે છે. ગીતા-ઉપનિષદ્-આચારાંગ આદિ ધર્મગ્રંથોમાં આ જ વાત આવે છે કે પોતાના મન પર નિયંત્રણ કરવાવાળા જ વિધાતા બની શકે છે. મન અને ઇન્દ્રિય પર નિયંત્રણ મેળવવા જીવનમાં કોઈ ને કોઈ નિયમનો સ્વીકાર કરો. એક નાનો નિયમ પણ મહાન ભાગ્યનું સર્જન કરી શકે છે.

ગીતામાં શ્રીકૃષ્ણજીએ, પાતંજલમાં પાતંજલ ઋષિએ, યોગશાસ્ત્રમાં શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ સાહેબે સમસ્ત યોગના સારરૂપ વાત કહી છે કે આહાર-વિહાર-નિદ્રા વગેરેમાં જે આત્મા નિયમનમાં રહે છે તે જ આત્મા સ્વસ્થ રહે છે.

જીવન નિર્માણ કરવું હોય તો પ્રથમ ખુદના પોતાના જીવનના જ વિધાતા બનવાનું છે. હંમેશાં કાંઈક નવું શીખવાની ખેવના, નાની વાત પર પણ ઉચિત ધ્યાન, નાના નિયમોનું પણ મજબૂતીથી પાલન, આ બધી વાતો જીવન નિર્માણનાં સોપાન બનશે.

સ્વયંના આત્માને જ કહો કે તું મારો વિધાતા છે અને મને જીવન વિધાતા બનાવનાર પણ તું જ છે.

**લાંબો વિચાર કરવો એ થોડી ભૂલ છે,**
**પણ ખોટો વિચાર કરવો એ મોટી ભૂલ છે.**

## પ્રવચન ક્રમાંક-૯

# કહો વિધાતાને - વિધાતા બનાવો...



**કાકા કાલેલકરે** પોતાની આત્મકથા લખી છે. તેમણે પોતાની આત્મકથામાં લખ્યું છે કે હું નાનો હતો, લગભગ દસ-બાર વર્ષની ઉંમર હશે, મારે સ્કૂલ જવાનું થતું અને મને વાપરવા માટે દસ પૈસા આપતા હતા. હું પૈસા ખર્ચતો હતો તો મારા મિત્રો વધી ગયા. મિત્રો વધ્યા તો મોજ મસ્તીમાં પૈસા ઓછા પડવા લાગ્યા. મારા દોસ્તો કહેતાં કે તું ઘેરથી વધારે પૈસા લાવતો જા. પરંતુ ઘરેથી વધારે કેટલા પૈસા મળી શકે ? દોસ્તોએ મને ઘરમાં ચોરી કરવા માટે કહ્યું. મેં એક વાર ચોરી પણ કરી.

સ્કૂલમાં મારા કરતાં બે વર્ષ આગળ ભણવાવાળો એક વિશ્વનાથ નામનો છોકરો હતો. તેને આ વાતની ખબર પડી ગઈ. વિશ્વનાથે મને એક બાજુ બોલાવ્યો અને મને ધમકાવીને કહ્યું કે જો આજ પછી તું આવા દોસ્તોની દોસ્તી કરીશ તો હું તારા ઘેર જઈ તારી બધી વાત કરી દઈશ. તેં ચોરી કરીને દોસ્તોની સાથે મોજ-મજા કરી છે, બધાને કહી દઈશ. તને ઘરમાં પણ બધા વઢશે, માર પણ પડશે.

વિશ્વનાથની વાતથી હું ડરી ગયો. મેં એ ખરાબ દોસ્તોની દોસ્તી છોડી દીધી. આજે મને ખબર નથી કે એ વિશ્વનાથ ક્યાં રહે છે? પણ આજેય હું તેને ભૂલી શકતો નથી. વારંવાર મારા માનસપટ પર વિશ્વનાથની છબી ઊભરાઈ આવે છે. જો તે દિવસે વિશ્વનાથે મને ધમકાવ્યો ન હોત તો આજે હું જે છું તે બની શક્યો ન હોત.

આ દૃષ્ટાંતના રહસ્યનું વિવરણ કરતાં પૂજ્યશ્રીએ જણાવ્યું કે આપણે કદાચ સૃષ્ટિના વિધાતા બનીએ કે ન પણ બનીએ પણ આપણે આપણા શુભ વિચારોના, સારા સદાચારના વિધાતા તો જરૂર બની શકીએ છીએ. આપણે જરૂર આપણી પોઝિટિવ વિચારધારાથી અને ગુણગ્રાહી દૃષ્ટિથી જીવન વિધાતા બની શકીએ છીએ.

વિશ્વની પ્રત્યેક વ્યક્તિ પાસેથી આપણે કાંઈ ને કાંઈ અવશ્ય શીખી શકીએ છીએ. પણ એ માટે આપણે દૃષ્ટિ બનાવવી જરૂરી છે. સારાની સંગત આપણને સારા બનાવે છે, ખોટી-ખરાબ વ્યક્તિની સંગત આપણને સારા બનાવી શકતી નથી. સારું શીખવા આપણે સારાનો સંગ રાખવો જોઈએ, સારા લોકોની વચ્ચે બેસવું જોઈએ. તમે જીવન જ એવું બનાવો કે સારી વસ્તુ તમારી નજર સામે રહે.

દરેક વ્યક્તિને પોતપોતાનું જીવન પોતાની રીતે જ જીવવાનું હોય છે પરંતુ જેઓને જીવનના વિધાતા બનવા માટે કાંઈક શીખવું હોય તે અવશ્ય શીખી શકે છે. જીવનને સુચારુ રીતે ચલાવવું હોય તો જીવનમાં એક વાત અવશ્ય ધ્યાનમાં રાખો કે **જીવનના દરેક કાર્યને નિયમિતપણે નિયત સમયમાં પૂર્ણ કરવા.** એક નાના સદ્‌ગુણથી પણ તમારા જીવનમાં મોટી ક્રાંતિ આવી શકે છે. જેઓ જીવનમાં નિયમબદ્ધ ચાલે છે તેઓમાં વિધાતાના કર્તવ્યનો નાદ નીકળે છે.

તમે પ્રકૃતિને ધ્યાનથી જુઓ. પ્રકૃતિ સમયની સાથે તાલ મિલાવી નિયમિત ચાલે છે. ઉષા સમય થતાં ખીલી ઊઠે છે અને સમય થતાં સંધ્યા ઢળવા માંડે છે. સૂર્યોદય સમય પ્રમાણે બરાબર થાય છે અને સૂર્યાસ્ત પણ સમય થતાં થઈ જ જાય છે. ચાંદ અને

સૂરજ નિયમિતતાથી આકાશમાં ઘૂમે છે અને તારલાઓ પણ નિયમિતપણે ટમટમે છે.

નિયમયુક્ત વ્યક્તિ પોતાના પ્રમાણે દુનિયાને ચલાવી શકે છે. નિયમ વિનાના માનવીને દુનિયા પ્રમાણે ચાલવું પડે છે. જેને પોતાની જાત પર સ્વયં અધિકાર મેળવવો હોય, દુનિયા પર અધિકાર મેળવવો હોય તેણે નિયમ અને સદાચારમાં રહેવું બહુ જરૂરી છે.

જીવનમાં ભૂલ ન થાય તેવું તો ન બને પણ જેટલી પણ ભૂલો થાય તેને સુધારતા જાવ. ફરી ભૂલ ન થાય તે માટે તમે પોતે જ તમારા મન પર ચોકી કરો. જીવનને એવી રીતે મૅનેજ કરો કે આપણે ખુદ જ આપણા પર કંટ્રોલ કરી શકીએ.

એક યુવકે નિયમ રાખેલ કે નવકાર ગણીને જ ખાવું- પીવું. કદાચ નવકાર ગણવાનું એક વાર પણ રહી જાય તો દંડરૂપે **સો રૂપિયા** શુભ કામમાં વાપરી દેવા. દંડ મોટો રાખ્યો તો સાવધાની પણ રહેતી હતી.

**જીવન નિર્માણ** કરવું હોય તો પ્રથમ પોતાના ભાગ્યવિધાતા બનો. ખરાબ આદત અને ખરાબ સંગતથી દૂર રહી સારી આદત બનાવવી. કાંઈ ને કાંઈ નવું ને સારું શીખતા રહેવું.

**ધર્મ એટલે**
**વિશ્વના સત્ય અને સનાતન તત્ત્વોનો નિરાગ્રહ ભાવે અભ્યાસ અને અભ્યાસ કરેલા સત્ય અને સનાતન તત્ત્વોનો સહજ સ્વીકાર**

# જૂનું જાણો - નવું શીખો

જીવન નિર્માણ કરવું હોય તો નવી ચીજથી ડરવું નહીં, જૂની વાતોથી લડવું નહીં. પોતાને અને **બીજાને તકલીફ ન થાય એવી રીતે જીવન જીવવું એ જ જીવનશૈલીનો વિકાસ છે.**

જૂની વાત જાણી લો, સારી હોય તો સ્વીકારી લો. નવી વાતોને પણ જાણો અને શીખો; પણ સ્વીકાર એનો કરો જે જીવનશૈલીને સમતોલ રાખે, જીવન નિર્માણમાં એક ડગલું આગળ વધારે.

પુરાણી વાતોની એલર્જી ન કરો અને નવી વાતોને પણ આંખ બંધ કરી અપનાવી ન લો. વિચાર કરી જીવનમાં હિતકારી વાતનો જ સ્વીકાર કરો.

## પ્રવચન ક્રમાંક-૧૦

# જૂનું જાણો... નવું શીખો.



ખેમચંદ રાજસ્થાનથી હમણાં હમણાં જ નાગપુર આવ્યો હતો. પાઘડી પહેરી સાંજના સમયે એ બજારમાં ઘૂમવા નીકળી પડ્યો. રસ્તામાં એને પોતાનો સંબંધી મદન મળી ગયો. મદને ખેમચંદની ધોતી-પાઘડી જોઈ એની મશ્કરી ઉડાવી, પરંતુ ખેમચંદ પર એની કોઈ અસર થઈ નહીં. બન્ને સાથે આગળ ચાલ્યા. બન્નેએ જોયું કે આજે શાક રોજ કરતાં સારું અને સસ્તું મળી રહ્યું છે બન્નેમાંથી એકેય જણ સાથે થેલી તો લાવ્યા ન હતા. પણ ખેમચંદે પોતાના ધોતિયાની પાટલી પહોળી કરી તેમાં શાક ખરીદીને બાંધી લીધું. મદને તો પેન્ટ પહેર્યું હતું. શાક શેમાં ભરે ?

મદન કશું બોલી શક્યો નહીં, માત્ર જોયા કર્યું.

આ વાતને લઈ પૂજ્યશ્રીએ જણાવ્યું કે પાશ્ચાત્ય સંસ્કૃતિનું અનુકરણ આપણે કાંઈ પણ વિચાર્યા વગર માત્ર ફેશનના આધાર પર સ્વીકારીને બેઠા છીએ. ભારતના દરેક પ્રદેશમાં વસ્ત્રનું પરિધાન ત્યાંના વાતાવરણ મુજબ શારીરિક રક્ષા માટે થતું હતું. આજે આ પ્રાચીન રસમ, પુરાણા રિવાજ છૂટી ગયા છે. ખમીસ-પેન્ટ, કોટ-પેન્ટનો રિવાજ પોષાકમાં આવી ગયો છે. ધોતિયાની મશ્કરી કરવી એ યોગ્ય નથી. ધોતિયું અખંડ વસ્ત્ર છે. પૂજામાં અખંડ વસ્ત્ર પહેરવાનું વિધાન છે. આજના આધુનિક લોકો પ્રભુ પૂજા કરવા ઇચ્છતા નથી, કારણ કે એમનો ટેક્નિકલ પોઇન્ટ એ છે કે ધોતિયું

પહેરતાં આવડતું નથી. અખંડ વસ્ત્ર એરિયલનું કાર્ય કરે છે. જો તમે દરેક જગ્યાએ ધોતિયું નથી પહેરતાં તો દરેક જગ્યાએ પેન્ટ પહેરવાનો પણ આગ્રહ ન રાખો. જો ઑફિસમાં પેન્ટ પહેરો છો તો પૂજામાં ધોતિયું પહેરો. એક સારી પરંપરાને તોડો નહીં.



ભારતીય પરંપરામાં બીજી સારી વાત હતી નીચે બેસીને ભોજન કરવાની. આજે ઘર ઘરમાં ડાઈનિંગ ટેબલ અને ખુરશી પર બેસીને ભોજન કરવાની પરંપરા પાશ્ચાત્ય સભ્યતા અનુસાર ચાલી છે, પણ આ ક્રિયા શરીર વિજ્ઞાનની વિરુદ્ધ છે. આપણે ભોજન કરીએ છીએ તો તે ભોજન પચાવવા માટે આપણું લોહી તે અવયવો તરફ વધારે જવું જોઈએ, પરંતુ આ વાત ત્યારે બને કે જ્યારે આપણે પલાઠી વાળી જમવા બેસીએ. પ્રાચીન પરંપરામાં આપણી દરેક વાત જીવ વિજ્ઞાન સાથે પણ સંબંધિત હતી, જોડાયેલી હતી. એકાસણું-બિયાસણું કરવા બેસીએ ત્યારે થાળીને પાટલા પર રાખીને જમવા પાછળ પણ એક રહસ્ય છે. તમને કોઈ રીત-પદ્ધતિ સમજમાં ન આવે તો પૂછો, પરંતુ બેધડક તેને ખોટું છે એમ કહેવાની ભૂલ નહીં કરો.

પ્રાચીન પરંપરાની પાછળ કોઈ ને કોઈ વૈજ્ઞાનિક સમર્થન મળી શકે છે. જે આજે નથી મળ્યું તે કાલે મળશે. પરંતુ એક અનુસંધાનાત્મક દૃષ્ટિથી સપોર્ટને શોધવો પડે છે.

જૈન ધર્મની એક સારી પરંપરા જે આજે પણ વિદ્યમાન છે અને તે છે ભોજન બાદ પોતાની થાળી ધોઈને પીવી. આ પરંપરાના અનેક લાભ છે. વ્યક્તિ જરૂરત જેટલું જ ભોજન પોતાની થાળીમાં લેશે. ભોજન એઠું નહીં છોડે, આથી ભોજન નકામું જતું નથી.

થાળી ધોઈને પીવાથી જીવોત્પત્તિ થતી નથી. અને જ્યાં ગંદકી નથી થતી ત્યાં પર્યાવરણ શુદ્ધિ એમ ને એમ જ રહે છે. પર્યાવરણ શુદ્ધિના કારણે રોગોત્પત્તિ પણ ઓછી થાય છે અને આરોગ્ય જળવાઈ રહે છે.

જુઓ એક સારી પરંપરાના કેટલા બધા ફાયદા થાય છે. આવી પરંપરાને પુરાણી ના કહેવી જોઈએ પણ સોનેરી કહીને તેનો પ્રચાર-પ્રસાર સમસ્ત વિશ્વમાં કરવો જોઈએ. જો આ એક જ નિયમનું પાલન સમસ્ત વિશ્વના લોકો કરે તો બરબાદ થતું અન્ન, ગટરમાં જતું અન્ન બચી જાય. પર્યાવરણની કેટલીય સમસ્યા આપોઆપ ઉકેલાઈ જાય.

બ્રિટિશરોના રાજ્ય પહેલાં આપણે ત્યાં બધી જ પરંપરાઓ વિકસિત હતી, પણ હવા એવી ફેલાણી કે ગોરી ચામડીવાળા પાસે જ દિમાગ છે અને સારી પરંપરાનો અનાદર થતો રહ્યો.

સહુથી વધારે દુઃખની વાત એ છે કે અંગ્રેજોના અંધાનુકરણમાં આપણે આપણી સવારના બ્રહ્મમુહૂર્તમાં કરવાની પ્રભુ-આરાધના-જ્ઞાન-ઉપાસના ખોઈ દીધી છે. મોડી રાત સુધી વ્યાપાર-ધંધાનો કાર્યક્રમ ચાલતો રહે છે. મોડા સૂવાવાળા મોડા ઊઠે છે. આ નિશાચર વૃત્તિ છે. આપણે ત્યાં ગુજરાતીમાં કહેવાય છે કે

રાતે વહેલા જે સૂએ, વહેલા ઊઠે વીર
બળ બુદ્ધિ ધન વધે, સુખમાં રહે શરીર.

રાતના વહેલા સૂઈને વહેલા ઊઠવાવાળાનું બળ-બુદ્ધિ ધન-આરોગ્ય હંમેશાં સારું રહે છે. આજે તો વિદ્યાર્થી પણ રાતના મોડા

સુધી જાગીને વાંચે છે અને સવારે સૂઈ જાય છે.

મગજની સ્મૃતિ શક્તિ સવારે જ તીવ્ર રહે છે, ત્યારે નિંદ લેવી આ કેટલો ઊલટો ક્રમ ચાલ્યો છે ? પ્રભુ પ્રાર્થના સવારે કરવાની હોય, ધ્યાનનો શુભ સમય સવારનું બ્રહ્મમુહૂર્ત કહેવાય છે. સવારે જપમાં સ્થિરતા પણ રહે છે અને દિલ પુલકિત બની જાય.

પરંતુ આજે 'પુરાણા'ના નામે આ બધી વાતો સામે આંખ આડા કાન થઈ રહ્યા છે. ધર્મના નામ પર તેની અવગણના થઈ રહી છે.

ચાહે બધીય વાતો પુરાણી કેમ ન હોય? પરંતુ જીવન નિર્માણની મહત્ત્વપૂર્ણ શૃંખલા છે. પુરાણી વાતોને જાણો, સારી હોય તો તેને સ્વીકારો. નવી વાતોને પણ જાણો-શીખો, પરંતુ સ્વીકાર એનો જ કરો કે જે જીવનશૈલી માટે ઉચિત અને હિતકારી લાગે. અને જીવન નિર્માણમાં એક ડગલું આગળ વધારે.

**ગરીબમાં ગરીબ પાસેથી**
**શ્રીમંતમાં શ્રીમંત માણસે**
**મેળવવા જેવી ચીજ એક જ છે**
**અને તે છે તેની ઠારેલી**
**આંતરડીના આશીર્વાદ**

## પ્રવચન ક્રમાંક-૧૧

# જૂનું જાણો... - નવું શીખો

સમ્યક્ શબ્દનો ઉપયોગ જિનાગમમાં તો થયો જ છે પણ સમ્યક્ શબ્દનો ઉપયોગ ઉપનિષદ્-પિટક-વેદોમાં પણ થયો છે. દરેક વસ્તુમાં સમ્યક્ શું ? એનું કંઈ વર્ણન કરી શકાતું નથી. દરેકને માટે અને પોતાના માટે જે સારું હોય તેનું નામ સમ્યક્. આથી સત્ય કરતાં પણ 'સમ્યક્'ની પ્રતિષ્ઠા વિશેષ છે.



પુરાણુ સારું કે ખરાબ? આ વાત આપણે આવી સમ્યક્દૃષ્ટિથી વિચારવી છે.

અરબસ્તાનના એક વૈદ્યે એક વ્યક્તિને ભારતના વૈદ્યની પાસે મોકલ્યો. વ્યક્તિને કહેવામાં આવેલ કે ભારત પહોંચે ત્યાં સુધી વડના ઝાડ નીચે જ સૂતા સૂતા જજે. વ્યક્તિ જ્યારે ભારતમાં વૈદ્ય પાસે પહોંચ્યો ત્યારે તેના બન્ને પગનાં ઘૂંટણોમાં દર્દ થઈ ગયું હતું.

તે વ્યક્તિએ પોતાની સર્વ વાત ભારતના વૈદ્યને જણાવી અને દવા માંગી. ભારતના વૈદ્યે કહ્યું કોઈ દવાની જરૂરત નથી. અરબસ્તાન પહોંચે ત્યાં સુધી લીમડાના ઝાડ નીચે સૂતા સૂતા જજે. સારું થઈ જશે. એ વ્યક્તિ લીમડાના ઝાડ નીચે સૂતી સૂતી અરબસ્તાન પહોંચી ત્યારે બધું જ દર્દ ગાયબ થઈ ગયું હતું.

આપણે સમજીએ છીએ કે આજનું પાશ્ચાત્ય ચિકિત્સાશાસ્ત્ર (એલોપેથી) જ દરેકનો ઇલાજ કરી શકે છે, પરંતુ આપણી પાસે પ્રાચીન પ્રાકૃતિક ઉપચાર પદ્ધતિ હતી. એલોપેથી એક દર્દ મટાવે

છે, પરંતુ તેની આડઅસર અન્ય રોગ પેદા કરે છે. આજે પ્રાકૃતિક ઉપચારનું જ્ઞાન ખૂબ જ ઓછું જોવામાં આવે છે, શા માટે આપણે આ પુરાણી વાતો ન જાણીએ ?

સાધન અને મીડિયાના યુગમાં વર્તમાન વિશ્વ દરેક કાર્યમાં ઝડપથી ભાગી રહ્યું છે. કમ્પ્યૂટરને આપણે નકારવાનું નથી પણ પ્રાચીન શાસ્ત્રોને પણ સ્વીકારવાનાં છે. જ્યારે કોઈ યંત્ર ન હતા ત્યારે પણ આશ્ચર્યજનક એવી ઝડપથી સાધનાના બળ પર કાર્ય થતું હતું. અને આવો જ પ્રસંગ છે ગ્રંથસર્જનનો.

જબરદસ્ત બુદ્ધિમાન હતા એ જૈનાચાર્ય, જેઓની અજબગજબની પ્રજ્ઞાશક્તિ હશે. એક દિવસ આચાર્યશ્રીએ ગ્રંથ રચનાનો પ્રારંભ કર્યો. કોઈ મશીનની જેમ તેની ધારા ચાલી રહી હતી. માત્ર 48 મિનિટ સુધી રચનાનું કાર્ય ચાલ્યું. આ લેખકે એક અજબ આશ્ચર્યજનક ગ્રંથની રચના કરી. એક જ ગ્રંથ લગભગ બસો ભાષામાં વાંચી શકાય એ પ્રકારે ગ્રંથ રચના થઈ ગઈ. અલગ અલગ ભાષામાં વાંચવાની પદ્ધતિ પણ અલગ અલગ. કર્ણાટક-ધારવાડથી આ ગ્રંથ પ્રકાશિત થયેલ છે. ગ્રંથનું નામ છે "ભુવલય" ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્ર પ્રસાદે આ ગ્રંથને વિશ્વની અજાયબી કહી છે.

વર્તમાન યુગનાં સાધનોને જોઈ શું એવી સાધનાની ઉપેક્ષા કરી શકાય ? વિના કમ્પ્યૂટરે પણ મગજ આટલું કાર્ય કરતું હતું તો આ શક્તિ ક્યાંથી આવતી હતી ? ધ્યાન રાખવા જેવી વાત છે કે જ્ઞાન માત્ર બહારના સાધનથી જ મળી શકે છે એ ભ્રમ છે. ભીતરની સાધનાથી પણ વિશાળ જ્ઞાન ખજાનો ખૂલી જાય છે.

આપણે સાધનનો પણ અપલાપ ન કરવો જોઈએ. અને સાધનાનો પણ અપલાપ ન કરવો જોઈએ.



એક સમયે પરંપરા એવી જ ચાલતી હતી કે સાધુ-સંત ધર્મનું જ્ઞાન લખતા ન હતા. જ્ઞાનનું આદાન-પ્રદાન કંઠસ્થ જ ચાલતું હતું. ગુરુ પરંપરાથી જ્ઞાન મળતું હતું, પરંતુ જ્યારે સાધુઓની સ્મૃતિ શક્તિ એટલી તેજ ન રહી ધર્મપાઠોનું વિસ્મરણ થવા લાગ્યું તેથી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે આગમો પુસ્તકારૂઢ કરાવ્યાં, ઘણાં લોકોના હિતને જોઈ-વિચારીને શાસ્ત્રજ્ઞાનને ટકાવવાની જરૂર પડી તો નવી વાત લાવવી પડી. કેટલાક એવું પણ કહે છે કે આગમ લખવાનાં શરૂ થયાં તો સાધુઓમાં પ્રમાદ વધ્યો. સ્વાધ્યાયમાં બેદરકારી આવી.

આજે તો છાપવાની વાત દૂર રહી. કમ્પ્યૂટર અને આજની ગુગલ, ફેસબુક કાઢવાનો યુગ આવ્યો છે.

નવા સાધન કેટલાંય આવે પણ આપણા પૂર્વ મહર્ષિઓએ સાધનાના બળ પર જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેનો ઇન્કાર કરી દેવો એ કોઈ પણ રીતે ઉચિત નથી જ.

સ્વર્ગ અને નરકની વાત આવે છે તો કહેવાય છે કે કોણે સ્વર્ગ અને નરક જોયું છે ? જે પસંદ આવ્યું તે સ્વર્ગ, જે પસંદ ન આવ્યું તે નરક.

પહેલી વાત તો એ છે કે નિર્મૂળ કલ્પના કોઈ વ્યક્તિ કરી શકતું નથી. કલ્પનાનું મૂળ શોધવું જોઈએ. સ્વર્ગ-નરકની વાતનું પણ કોઈ મૂળ હોવું જોઈએ. સ્વર્ગીય દેવોના અસ્તિત્વનો કેટલાય લોકોએ અનુભવ કર્યો છે . જ્યાં સુધી સ્વર્ગ-નરક નથી એ વાતને

સિદ્ધ ન કરી શકાય ત્યાં સુધી આ વાતને પુરાણી-જૂની કહીને ટાળવી ઉચિત નથી.

જીવન નિર્માણ કરવું છે તો નવી ચીજથી ડરવું નહીં. જૂની વાતો સાથે લડવું નહીં.

પોતાને અને બીજાને તકલીફ ન થાય એ રીતે જીવવું એ જ જીવનશૈલીનો વિકાસ.





**ધનની સફળતા દાનમાં છે,**
**શક્તિની સફળતા સેવામાં છે,**
**બુદ્ધિની સફળતા વિવેકમાં છે,**
**દાન + સેવા + વિવેક**
**એ જીવનની સફળતા છે.**

## પ્રવચન ક્રમાંક-૧૨

# જૂનું જાણો... - નવું શીખો

એક અફસર રસ્તા પરથી પસાર થઈ રહ્યો હતો. અચાનક એક લોટો ઉપરથી અફસર ઉપર પડ્યો. અફસર ગુસ્સાથી લાલચોળ થઈ ઊઠ્યો. ગૅલરીમાં ઊભેલા કોઈ બાબુજીએ આ જોયું અને તુરંત નીચે આવી અફસરને કહ્યું, “સાહેબ ! તમને લાગી ગયું શું ? સાહેબ ! આ મારો 500 વર્ષ પુરાણો લોટો છે. તેને જરા ઠીકથી રાખવા ગયો તો, પણ નીચે પડી ગયો.”

500 સાલ પુરાણો સાંભળી સાહેબ લોટાને બરાબર જોવા લાગ્યા. બાબુજીએ કહ્યું, “સાહેબ ! ઘણો જૂનો “એન્ટિક પીસ” છે. આવો પીસ કોઈ મ્યુઝિયમમાં પણ દેખાતો નથી, હું આપને આ લોટો ભેટ આપું છું.”

અફસર સાહેબ માર લાગ્યો એ વાતને ભૂલી ગયા, ગુસ્સો ગાયબ થઈ ગયો. લોટાથી ખુશ થઈ ચાલવા લાગ્યા.

પૂજ્યશ્રીએ જણાવ્યું કે, પુરાણી વસ્તુનું પુરાણા પથ્થરોનું આપણે મૂલ્ય કરીએ છીએ તો શું પુરાણી પરંપરા, પુરાણી વાતોનું કોઈ મૂલ્ય નથી ? સો વર્ષ જૂનું મકાન હોય તો લોકો મોહ કરે છે, પણ મા-બાપ સો વર્ષનાં હોય તો પુત્ર નફરત કરે છે. માનવ જીવનની શૈલીમાં કોઈ વાતનો આગ્રહ ચાલતો નથી. વાત જૂની હોય કે નવી પરંતુ જો સારી છે, હિતકારી છે તો તેને અપનાવવી જોઈએ.

કોઈ વાત જૂની છે માટે છોડવા યોગ્ય છે અને નવી છે એટલે સ્વીકારી લેવી આવું જીવન નિર્માણની ધારામાં ચાલી શકે નહીં. કોઈ પણ વિષયમાં એકાંતને પકડવું એ લાભદાયક નહીં, પણ હાનિકારક થાય છે.

જૂનું છે એ જ સાચું છે આવી વાતોમાં ગયા વગર વિલક્ષણ વ્યક્તિ એ જુએ છે કે જૂનું આપણને કેટલું ઉપયોગી બને છે તે જાણો અને જીવન બનાવવું છે તો કાંઈ નવું પણ શીખો.





નવા-જૂનાની ચર્ચામાં જવાથી કાંઈ લાભ નથી. કારણ કે દરેક નવી વાત સમય વીતવાની સાથે જૂની થઈ જાય છે. જૂની વાત પણ જો નવી શૈલીથી પ્રસ્તુત કરવામાં આવે તો નવી બની જાય છે. પહેલાંના લોકો તુલસીના છોડને માતાના રૂપમાં શ્રદ્ધાથી આંગણામાં સ્થાપિત કરતા હતા. આ જ વાત વિજ્ઞાન નવા રૂપમાં કહે છે કે **તુલસી આંગણાંમાં હોય તો પર્યાવરણ શુદ્ધ થાય છે.** પીપળાના વૃક્ષને મહાદેવનું સ્થાન માની પહેલાના સમયમાં પૂજા થતી હતી. આજનું વિજ્ઞાન કહે છે કે **પીપળો સહુથી વધારે ઑક્સિજન આપે છે.**

શ્રદ્ધાના યુગમાં લોકોને શ્રદ્ધાથી જીવન ઉપયોગી વાત સમજાવાતી હતી, આજે તર્કના યુગમાં તર્કથી સમજાવવાની કોશિશ કરવી પડે છે, વિજ્ઞાનથી સમજાવવી પડે છે.

શરીરની નાડી જોઈ વૈદ્ય આખા શરીરની હાલત કહી દેતા હતા. આજે એ જ વાત એક્સ-રે વગેરે સાધનોથી પ્રત્યક્ષ જોઈ શકાય છે.

જૂની વાતો સારી હોવા છતાં નવી વાતો પ્રતિ પણ ઢળવું પડે છે. કારણ કે વર્તમાનમાં મીડિયા ખૂબ જ શક્તિશાળી સિદ્ધ

થતાં જાય છે. **આજના વિજ્ઞાને મીડિયા દ્વારા વિશ્વને જરૂર નાનું બનાવી દીધું છે પણ** સારું નહીં.

સાધનનો ઉપયોગ સાધનાના માર્ગમાં ઉપયોગી હોવાને બદલે સ્વાર્થસિદ્ધિ માટે થઈ રહ્યો છે. આજનાં સાધનોએ માનવને સ્વકેન્દ્રીય - સ્વાર્થી, સુખશીલ અને અન્ય માનવો પ્રતિ લાપરવાહ-બેદરકાર બનાવી દીધો છે. એક માનવની બીજા માનવ પ્રત્યેની સંવેદનાનો નાશ કરી દીધો છે. આવાં સાધનોનો કેટલો આદર કરવો એ વિચારણીય હકીકત છે. જૂની સંસ્કૃતિ ધરતી અને વૃક્ષોના સહારે ચાલતી હતી. આજે વૃક્ષો કપાઈ ગયાં. સીમેન્ટ કોંક્રિટનાં જંગલ ઊભાં થઈ ગયાં છે. દૂષિત પર્યાવરણ, નવાં યંત્રો - નવાં સાધનો ઘણી મોટી સમસ્યા બનતી જાય છે.

નવી જીવનશૈલીનું ભવિષ્ય ખતરનાક છે. ઍટોમિક એનર્જી પર કોઈનોય કંટ્રોલ નથી. મોટી મોટી મહાસત્તાઓને પણ ડર છે કે અયોગ્યના હાથમાં આ શક્તિ આવી જશે તો કાલે આ દુનિયાનું શું થશે ? આપણે ત્યાં બ્રહ્માસ્ત્ર અને તેજોલેશ્યા જેવી શક્તિઓ હતી પણ અનધિકારીને અપાતી ન હતી.

શોર્ટમાં સમજવાની વાત એ છે કે જૂની વાતની એલર્જી ન કરો અને નવી વાતોને આંખ બંધ કરી સ્વીકારી ન લો. વિચારીને જીવનમાં હિતકર વાતોનો જ સ્વીકાર કરો.



# યંત્રવાદ નહીં - નિયંત્રણવાદ

આચાર-વિચાર-ઉચ્ચાર-વ્યાપાર અને બધા ક્ષેત્રો નિયંત્રણ વિના સર્વને ગેરમાર્ગે દોરી જાય છે. બ્રેક વગરના ગાડી-મોટર-બસ-ટ્રેન-પ્લેનમાં આપણે પ્રવાસ કરવા તૈયાર નથી હોતા. તો પછી વિના નિયંત્રણ જીવન શી રીતે જીવાય ? નિયંત્રણ વિના જીવન હંમેશાં અકસ્માત કરતું રહે છે.

નૈતિકતા-પ્રામાણિકતા વિગેરે ગુણો જીવનની બ્રેક છે. વ્રત-નિયમ-તપ આત્માને નિયંત્રિત કરવાની ચાવી છે. સમાજના રીત-રિવાજો માણસ પર અંકુશનું કાર્ય કરે છે.

જીવન નિર્માણ કરવું હોય તો યંત્રવાદ નહીં, નિયંત્રણવાદને સ્વેચ્છાથી સ્વીકારો. આમાં જ સર્વનું ભલું છે.

## પ્રવચન ક્રમાંક-૧૩

# યંત્રવાદ નહીં - નિયંત્રણવાદ



જમનાદાસ અડસઠ તીર્થની યાત્રાએ નીકળ્યા અને સહુથી પહેલાં કાશી-બનારસ પહોંચ્યા. વિશ્વનાથનાં દર્શન કરીને પરિવાર સહિત ગંગાઘાટ આવ્યા. બનારસમાં રહેતા તેમના દોસ્ત ગંગારામજી સાથે ચાલીને એક એક ઘાટની મહત્તા બતાવી રહ્યા હતા, મહત્તા બતાવતાં ઘણો સમય વીતી ગયો. છોકરાંઓ તરસ્યા થતાં પાણી પાણી કરવા લાગ્યા. ગંગારામજી એક દુકાનમાંથી પાણીના પાઉચ લાવ્યા અને છોકરાંઓને આપવા લાગ્યા. આ જોઈ જમનાદાસ બોલી ઊઠ્યા, ગંગારામ ! ગંગામૈયાનું આટલું બધું પાણી છે, અમે તો ગંગામાંથી જ પાણી પી લેત, તમે પાઉચ કેમ લાવ્યા ?

ગંગારામે કહ્યું: ભાઈ ! ગંગાનું પાણી હવે ક્યાં પીવાલાયક રહ્યું છે ? ગંગાનું શુદ્ધ પાણી અત્યારે ગંગામાંથી નહીં, પાઉચમાંથી મળે છે. ગંગા તો કચરાઓના ઢગલાથી અશુદ્ધ બની ગઈ છે.

ઉપરોક્ત ઉદ્ગાર સાથે પૂજ્યશ્રીએ જણાવ્યું કે યંત્રવાદનો અત્યંત પેચીંદો પ્રશ્ન છે પર્યાવરણનો. એક સમય એવો હતો કે ગંગાનું પાણી લોકો ઘાવ પર લગાડતા હતા તો તે મલમનું કામ કરતું હતું. આજે કારખાનાં-ફેક્ટરીઓનો એટલો બધો કચરો નીકળે છે કે જેને ગંગા જેવી નદીઓમાં વહાવી દેવામાં આવે છે. ખાંડ બનાવવામાં આવે છે, પરંતુ તેના કચરાને ક્યાં નાંખવો ?



યંત્રોથી કાર્ય શીઘ્ર થાય છે એ વાત સત્ય છે પરંતુ શિવં નથી. પરમાણુથી શક્તિ વધી જશે એ વાત સત્ય છે પરંતુ જેનાથી પરમાણુ બને છે તે રો-મટીરિયલ (કાચો માલ) કેવી રીતે મેળવવું ? રો-મટીરિયલના કચરાને ક્યાં નાખવો ? જ્યાં નાંખશો ત્યાં સર્વનાશ. યંત્રવાદની શક્તિ સત્ય હોવા છતાં શિવં નથી. **બીજાના માટે જે કલ્યાણકારી બને તે શિવ. સત્ય જ્યારે શિવ બને છે ત્યારે જ સુંદર કહેવાય છે.** આ જ મુખ્ય કારણ છે કે માણસે જીવનને સુંદર બનાવવું હોય તો યંત્રવાદ નહીં નિયંત્રણવાદની જરૂર છે.

નિયંત્રણવાદ વિના યંત્રવાદ પણ ચાલતો નથી. જેઓ યંત્રવાદને ઇચ્છે છે તેઓને કહો કે જેઓની પાસે પરમાણુ બૉમ્બ છે, તેના પરથી નિયંત્રણ હટાવી દો, તો શું દશા થશે ? પૃથ્વી પર એટલી બધી વિનાશક સામગ્રી એકઠી થયેલી છે કે સમસ્ત પૃથ્વીનો વિનાશ ગણતરીની ક્ષણોમાં થઈ શકે તેમ છે.

જાપાને સમસ્ત દેશમાં ક્રાંતિ લાવવા માટે હજારો કારખાનાંઓ ઊભાં કર્યાં. યાંત્રિક ક્રાંતિકારીએ ત્યારબાદ લખ્યું છે કે હવે આપણે અટકવું પડશે. યાંત્રિકતા એટલી વધી ગઈ છે કે જીવનમાં સંવાદને બદલે વિસંવાદ વધારે પેદા કરી દીધો છે. **જરૂરત કરતાં વધારે યંત્રો જ માનવના જીવનની સમસ્યા બની ગઈ છે.**

માનવ જીવનમાં યંત્ર એક ઉપયોગી સાધનની સીમા સુધી હોત તો એક જુદી વાત હતી, પણ યંત્રએ તો માનવને પાપી અને નિષ્ઠુર બનાવી દીધો છે. મા-બાપ બંને સાથે મળીને વિચારે છે કે ગર્ભમાં સ્ત્રી-ભ્રૂણ હોય તો નહીં જોઈએ. પેટમાં છોકરો છે કે છોકરી છે એ જાણવા માટે સોનોગ્રાફીનો ઉપયોગ. શું આ યંત્રનું સર્જન માનવને મારી નાંખવા માટે કરાયું



હતું ? કીડીને બચાવનાર માનવમાં મનુષ્યને મારી નાંખવાની પાપબુદ્ધિ કોણે પ્રગટ કરી ? **ગર્ભપાતની ક્રૂરતા-નિષ્ઠુરતા એ યંત્રવાદની દેન છે.**



આજે જૈન સાધુઓને માટે પણ શરમજનક વાત છે કે ગર્ભપાત જેવા ભયંકર પાપ બંધ કરાવી શકતા નથી. દરેક ધર્મસંત માટે આ શરમજનક છે. આનો કોઈ ને કોઈ ઉપાય શોધવો જ પડશે. સંતાન ન જોઈએ તો સંયમમાં રહો, ઇન્દ્રિયોને નિયંત્રણમાં રાખો, પરંતુ હિંસાજન્ય પાપ શા માટે કરવું ? યંત્રથી મનુષ્ય આળસુ બન્યો છે. વિના મહેનતે યંત્રથી મળતી ચીજના દુરુપયોગમાં એ ક્યાંય ખામી રાખતો નથી. પહેલાં વરસાદનું પાણી નદીમાં આવતું હતું. પાણી માટે મનુષ્ય નદી સુધી દોડતો હતો. યંત્ર પાણીને ઘરમાં લાવ્યું અને ત્યારથી પાણીનો દુરુપયોગ શરૂ થઈ ગયો. નદીથી ઘરમાં પાણી લાવતા હતા કે કૂવામાંથી પાણી કાઢવું પડતું હતું ત્યારે મનુષ્ય જરૂરત જેટલું જ પાણી ઘરમાં લાવતો હતો. ગરમીના દિવસોમાં પાણી પર નિયંત્રણ રહેતું હતું. સ્નાન માટે પણ વિચાર કરતાં હતાં. વસ્તુ-પ્રમાણ ઓછું રહેતું હતું તેના વપરાશમાં વિવેક રહેતો હતો. આજે પાણી લાવવાનો પરિશ્રમ નથી એટલે જ તેનો દુર્વ્યય થાય છે.

પાણીના અનેક પર્યાયવાચી નામ છે. તેમાં એક નામ છે અમૃત. **પાણી સ્વયં અમૃત હતું. યંત્રવાદે તેને વિષ બનાવી દીધું છે.** વિચારક લોક કહે છે અગર હવે જો ત્રીજું વિશ્વયુદ્ધ થશે તો તે પાણીના નિમિત્તે થશે.



## પ્રવચન ક્રમાંક-૧૪

# યંત્રવાદ નહીં - નિયંત્રણવાદ



ગ્રીસથી રાજપુરુષો ભારતના મગધ દેશમાં ચાણક્યને મળવા આવ્યા. ચાણક્ય ચંદ્રગુપ્ત મૌર્યના મંત્રીશ્વર હતા. રાજપુરુષોએ નગરજનોને પૂછ્યું, ચાણક્ય ક્યાં રહે છે ? નગરજનોએ કહ્યું..... રાજમાર્ગ પાર કરી લ્યો, આગળ શ્રેષ્ઠીઓની હવેલીઓ આવશે, એને પણ પાર કરશો એટલે સામાન્ય લોકોનાં મકાન આવશે, એને પણ વટાવશો એટલે ગરીબોની ઝૂંપડી આવશે, ત્યાં ગંગાના તટ પર ચાણક્ય રહે છે. રાજપુરુષોએ વિચાર્યું કે, ચાણક્યનો બંગલો ગામ બહાર હશે. ઝૂંપડીઓની લાઇન પૂરી થઈ પણ બંગલો દેખાયો નહિ. કોઈ ઝૂંપડીવાસીને પૂછ્યું, ચાણક્યનો બંગલો ક્યાં છે ? એક પુરુષ સાથે ચાલ્યો અને છેલ્લી રહેલ એક નાની ઝૂંપડી બતાવી અને કહ્યું કે મગધના મંત્રીશ્વર ચાણક્યનું ઘર આ જ છે.

રાજપુરુષો ઝૂંપડી જોઈને ચકિત થઈ ગયા. **વિશ્વપ્રસિદ્ધ અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના રચયિતા મંત્રી શું આ ઝૂંપડીમાં રહે છે ?**

હા, સાધનો ઉપલબ્ધ હોવા છતાંય જેને જીવનને નિયંત્રણમાં રાખવું હોય છે તેઓ સાધનોના ઉપભોગમાં જતાં નથી, સાધનને પરાધીન થતાં નથી. ચંદ્રગુપ્તને રાજ્યગાદી પર બેસાડનાર ચાણક્યે કોઈ પણ રાજકીય સુવિધા સ્વીકારી ન હતી.

પૂજ્યશ્રીએ "યંત્રવાદ નહીં - નિયંત્રણવાદ" આ વિષયને આગળ વધારતાં જણાવેલ કે યંત્રવાદ આશીર્વાદ છે કે અભિશાપ? આ સમજવું જ ખૂબ મુશ્કેલ થઈ ગયું છે. એક તરફ યંત્રનું કાર્ય ઉપયોગી જણાય છે તો બીજી તરફ પછીથી થતી યંત્રની સમસ્યાઓનો કોઈ અંત પણ દેખાતો નથી. યંત્રોના માધ્યમથી ઉપભોગવાદ વધી ગયો. આજે માણસ એટલો પરેશાન છે કે જે વસ્તુ ક્યારેય ઉપયોગમાં નથી આવવાની તેને પણ સંગ્રહિત કરતો જાય છે. કંપનીઓ કોઈ પણ હાલતમાં મશીન બંધ કરવા માંગતી નથી. ઉત્પન્ન થયેલા માલને વેચવા માટે સ્પર્ધાઓ અને સેલ્સમૅનવાદ વધી ગયા છે. સેલ્સમૅન એનું નામ કે જે ઍસ્કિમોને પણ સમજાવીને રેફ્રિજેટર વેચી શકે. માલ વેચવા માટે તેઓ કહે કે તમારી પાસે પૈસા નથી તો હપ્તાથી મોટર લ્યો, હપ્તાથી પેટ્રોલ પણ લ્યો.

આજના માણસ પાસે ટી.વી., મોબાઇલ માટે પૈસા છે, પરંતુ શુદ્ધ ઘી ખાવા માટે પૈસા નથી.

પોતાનાં સાધનોને - પોતાનાં યંત્રોને વેચવા માટે વિદેશીઓ તથા મોટી મોટી કંપનીવાળાઓ દરેક આદમીને મૂર્ખ બનાવે છે. મીડિયાનાં માધ્યમથી એ રીતે પ્રચાર ચલાવે છે કે લોકો તેઓની વાતોમાં આવીને મૂર્ખ બને છે.

જીવન નિર્માણ કરવું હોય તો વર્તમાનપત્રો - જાહેરખબરોની વાતોમાં ખેંચાઈ ન જાવ. યંત્રવાદે માનવ જીવનને પોલું-ખોખલું-નબળું બનાવી દીધું છે. જાણે સાધન વિના માનવી જીવી જ ન શકે એવી દશા છે.

યંત્રવાદમાં ગુંચવાયેલા મનુષ્યે એ વાતનું પણ ધ્યાન રાખવું જરૂરી છે કે મનુષ્યનો દેહ પણ એક યંત્ર જ છે. જો આ યંત્રને નિયંત્રણમાં નહીં રાખો તો દેહયંત્ર બગડી જશે. જીવનયાત્રા ખોટકાઈ જશે. શરીરમાં ગમે તે નાંખતા જ જશો, નાંખતા જ જાશો તો આ યંત્ર બગડ્યા વગર નહીં રહે.

ચરક જેવા ગ્રંથોમાં કહેવાયું છે કે ડૉક્ટરોનું બજેટ ઓછું કરવું હોય તો દર પંદર દિવસે એક ઉપવાસ કરો. ધર્મશાસ્ત્રમાં પણ કહેવાયું છે કે શક્તિ હોય અને મોટા વ્રત-તપ કરો તો સારી વાત છે, પરંતુ એ ન થઈ શકે તો પંદર દિવસમાં એક ઉપવાસ જરૂર કરવો જોઈએ. પંદર દિવસમાં એક ઉપવાસ શારીરિક એન્ટીબાયોટિક ઉપચાર છે.

એક ઉપવાસ ન થતો હોય તો તેના વિકલ્પમાં બતાવ્યું છે કે બે આયંબિલ કરો, ચાર એકાસણાં કરો, આઠ બિયાસણા કરો પરંતુ પેટ પર પડતો બોજો ઓછો કરો. જે આટલું તપ નથી કરતાં તે શરીર-મન અને આત્માનો વિદ્રોહ કરે છે.



તપ આરાધના **આત્મશુદ્ધિ** અને દેહશુદ્ધિ કરવા માટે પણ છે. બહેકતી ઇન્દ્રિયોનાં નિયંત્રણ માટે છે. ભારતીય લોકો જમવા બેસે તો પહેલેથી જ નક્કી કરીને બેસે કે કેટલી વસ્તુ ખાવી? કેટલા પ્રમાણમાં ખાવી? પંદર-વીસથી વધારે વસ્તુઓ ભોજનમાં ઉપયોગ ન કરે.

આજે તો જમવા જાય તો પહેલાં મેનુ જુએ. ક્યાં સારું ભોજન છે ? આજે મસાલાના સ્વાદમાં અન્નનો સ્વાદ ભુલાઈ

ગયો છે, દબાઈ ગયો છે. ન ભોજન પર નિયંત્રણ છે, ન ભોજનના સમય પર નિયંત્રણ છે. ન ભોજનને પચાવવાના નિયમોનું પાલન છે.



પરિશ્રમથી ભોજન હજમ થાય. યંત્રોએ પરિશ્રમને વિદાય આપી દીધી છે. જ્યાં સુધી જીવનના દરેક દૃષ્ટિકોણ પર નિયંત્રણનો વિચાર નહીં જાગે ત્યાં સુધી જીવન નિર્માણ સુલભ-સુગમ-સુંદર નહીં બની શકે.



## પ્રવચન ક્રમાંક-૧૫

# યંત્રવાદ નહીં - નિયંત્રણવાદ

વિમલભાઈના પરિવારે અમારા જેવા સાધુ-સંતોનો સારો સત્સંગ રાખ્યો હતો. તેઓનું આવાગમન વારંવાર થતું હોવાથી પરિચય પણ સારો હતો. એક દિવસ આખો પરિવાર વંદન માટે આવ્યો, પરંતુ બધા ઉદાસ દેખાતા હતા. પૂછવાથી વિમલભાઈએ જણાવ્યું કે ઘરમાંથી ઘડીએ-ઘડીએ કિંમતી ચીજ ગૂમ થઈ જાય છે. સમજાતું નથી કે શું કરવું ?

મેં કહ્યું, પોલીસમાં ફરિયાદ કરો.

વિમલભાઈ કહે, મહારાજ ! પોલીસમાં ફરિયાદ થાય તેવું નથી. આપને હું શું કહું ? છોકરો જ વસ્તુ ઉઠાવી જાય છે. એક જ છોકરો છે. તેના પર તો આશાનો મિનારો ઘડી બેઠાં હતાં, પણ છોકરો જ ચોર બને તો શું કરીએ ?

જેના જીવનમાં નિયંત્રણ નથી તે બધાને યાતના આપે છે, સ્વયં પણ યાતના સહે છે. વર્તમાનનાં સાધનોએ મનુષ્યની ભોગેચ્છા એટલી બધી વધારી દીધી છે કે આ ભોગેચ્છા જ માણસને અપ્રામાણિક બનાવે છે, અનીતિ કરવા પ્રેરિત કરે છે. દરેક વ્યાપારી પોતાના ગ્રાહકને કહે છે કે હું તો આ વસ્તુ ખોટમાં વેચી રહ્યો છું. શું ગ્રાહક એટલો મૂર્ખ છે કે તમારી વાતને સત્ય માની લે ?



પૂજ્યશ્રીએ જણાવ્યું કે ભારતને આઝાદી અપાવનાર મહાત્મા ગાંધીજીને જીવનમાં બાળપણથી જ **સત્ય અને પ્રામાણિકતા પ્રતિ નિષ્ઠા હતી.** પોરબંદરની

સ્કૂલમાં પરીક્ષા ચાલી રહી હતી. વર્ગશિક્ષક વિદ્યાર્થીઓની વચ્ચે ચક્કર લગાવતા જોઈ રહ્યા હતા કે કોણ કેવા ઉત્તર લખી રહ્યા છે ? શિક્ષકે મોહનની પાસે આવી ઇશારો કર્યો, તારો જવાબ બરાબર નથી, બાજુમાં જોઈને લખી લે. પણ મોહને માથું ઉઠાવી જોયું નહીં. મોહનને જવાબ આવડતો ન હતો પરંતુ શિક્ષકના કહેવા છતાં પણ પોતાની નૈતિકતામાં અટલ હતો. આવા આત્મ નિયંત્રિત હતા **મહાત્મા ગાંધી.** જે પોતાની જાતને નિયંત્રિત કરી શકે છે તે જ જીવન નિર્માણ કરી શકે છે. દરેક વાસના પર, પ્રત્યેક પાપ પર, એક એક ઇચ્છા પર નિયંત્રણ જરૂરી છે. **વગર વિચાર્યે જડતાથી જે કાર્ય કરે તેનું નામ યંત્ર.** જો માનવમાં પણ સ્વયંને નિયંત્રણમાં રાખવાનો વિચાર નથી તો તે પણ યંત્રવત્ છે. આજનો આદમી યંત્ર બની ગયો છે. દરેક વૃત્તિ પર જીવનને એ રીતે ઢાળો કે જીવન નિર્માણ થઈ જાય.

અમેરિકાથી એક ભાઈ ભારતમાં વસવાની ઇચ્છાથી આવ્યા. જોકે તેઓ ભારતીય હતા પરંતુ ઘણાં વર્ષોથી અમેરિકા રહેતા હતા. થોડા જ સમયમાં તેમણે પોતાનો નિર્ણય બદલ્યો અને અમેરિકા પાછા જવાનું નક્કી કર્યું. તેઓ કહી રહ્યાં હતાં કે ભારતમાં કાંઈ પણ કામ કરવું હોય તો લાંચ લીધા વિના જીવી શકાય પણ લાંચ આપ્યા વગર જીવી ના શકાય. દરેક વાતમાં આત્મયાતના સહેવી પડે છે, ચારે તરફ રિશ્વતખોરી-લાંચ અને લાલચ.



ચાલો, અમે માની લઈએ કે દરેક ક્ષેત્રમાં તમારી વાત નથી ચાલતી. સરકારી અધિકારીઓ

સાથે તમારું કામ નથી પતતું. પરંતુ એટલું તો નક્કી કરો કે સમાજ સાથે પ્રામાણિકતાથી વર્તવું. કદાચિત્, જૂઠથી પૈસા આવશે પણ એવા પૈસા સુખ-શાંતિ લઈને જ જશે.

શક્ય છે કે તમારી પરિસ્થિતિ મુશ્કેલ છે કે આપ પ્રામાણિકતા નથી રાખી શકતા. પણ વિચારો કે અપ્રામાણિકતા તમારી વિવશતા છે કે તમારા જીવનનો આદર્શ છે ? આજે મોટા ભાગે એવું દેખાય છે કે માનવ પોતાના જીવનમાં વિવશતાને બદલે અધિક પાપ આદતથી કરે છે. વિવશતાથી થયેલું પાપ માફ થઈ શકે છે. આદતથી કરેલું પાપ માફ નથી થઈ શકતું તેને તો સાફ જ કરવું પડે.

આજે સરકારી ક્ષેત્રમાં પટાવાળાથી માંડી મંત્રી સુધી ભ્રષ્ટાચાર ફેલાયેલ છે. જ્યાં સુધી સરકાર કોઈ એકસૂત્રી-વ્યવસ્થિત કાર્ય સુયોગ્ય ઢંગથી નહીં કરે ત્યાં સુધી ભ્રષ્ટાચાર બંધ નહીં કરી શકે. આજે તો પરિસ્થિતિ એવી છે કે કોઈ સારો સજ્જન માણસ સરકારમાં જોડાતો નથી. અને કદાચ કોઈ કાંઈક સારું કરવાની નિષ્ઠાથી જાય તો લોકો તેને ટકવા પણ દેતા નથી.




આચાર-વિચાર-ઉચ્ચાર-વ્યાપાર આ સમગ્ર ક્ષેત્રો વિના નિયંત્રણ દરેકને ગેરમાર્ગે લઈ જાય છે. બ્રેક વગરની ગાડી-મોટર- બસ-ટ્રેઇન કે પ્લેનમાં આપણે પ્રવાસ કરવા તૈયાર નથી હોતા, તો વિના નિયંત્રણ જીવન કેવી રીતે જીવી શકાય ? બ્રેક વિનાની ગાડી અકસ્માત કરે છે તેમ વિના નિયંત્રણનું જીવન પણ હંમેશાં અકસ્માત સર્જે છે.

જીવન નિર્માણ કરવું હોય તો યંત્રવાદ નહીં - નિયંત્રણવાદને સ્વેચ્છાથી સ્વીકાર કરો. એમાં જ દરેકની ભલાઈ છે.

# "જોડે તે ધર્મ - તોડે તે અધર્મ"

જીવનના વ્યવહારમાં, પરિવારમાં દરેકને જોડનારું કોઈ તત્ત્વ હોય તો તે પ્રેમ છે. પરિવારનો પ્રેમ ધરતી પર સ્વર્ગ છે. પરિવારમાં દરેકના મનને જોડતો રહે, દરેકના મનને હુલાવતો રહે તે પ્રેમ છે. તે ધર્મ છે, ભલે ને સંપત્તિ ન હોય પરંતુ બધાની **વચ્ચે પરસ્પર પ્રેમ છે,** સ્નેહ છે તો સ્વર્ગ છે.

હતી આપણી એ સંસ્કૃતિ, જ્યાં સહનશીલતા પર આપણી શ્રદ્ધા હતી. મંદિર અને મૂર્તિ ટૂટવાથી જ ધર્મનો નાશ થાય આ વાત પર્યાપ્ત નથી. શ્રદ્ધા તૂટે છે ત્યાં ધર્મનો નાશ અને અધર્મનું આગમન થાય છે.

છૂટાછેડા આજે ઘર ઘરની વાત બની ગઈ છે. આપણા સમાજમાં છૂટાછેડા એટલે કે સંબંધને તોડવો **એ મોટો અધર્મ છે.**

## પ્રવચન ક્રમાંક-૧૬

# "જોડે તે ધર્મ - તોડે તે અધર્મ"

અબ્રાહમ લિંકન પહેલાં જ દિવસે જ્યારે પ્રેસીડન્ટની સીટ પર બેઠા ત્યારે તેમણે વિચાર્યું કે આ સીટ પર બેસીને હું જે બોલીશ તે થઈને જ રહેશે. પરંતુ મને ગુસ્સો ખૂબ આવે છે. અગર મેં ગુસ્સામાં કાંઈ પણ લખી દીધું તો મોટો અનર્થ થઈ જશે. આટલી મોટી સીટ પર બેઠા પછી મારું પ્રથમ કર્તવ્ય મારા ક્રોધને નિયંત્રણમાં રાખવાનું છે. લિંકને એક પ્લાન બનાવ્યો. કોઈ પણ વ્યક્તિ કે કોઈ પણ વાત પર ગુસ્સો આવ્યો હોય તો જે કાંઈ પણ ગુસ્સામાં કહેવાનું છે તેને પહેલાં કાગળ પર લખી લેવું.



થોડી વાર પછી લખેલો કાગળ વાંચવો. અગર લખેલું યોગ્ય હોય તો આગળ વિચારવું, વ્યર્થ લાગે તો કાગળ ફેંકી દેવો.

પોતાના આ પ્રયોગ બાદ લિંકને કહ્યું કે, "જ્યારે પણ મારો ગુસ્સામાં લખેલો કાગળ હું વાંચતો ત્યારે મને લાગતું કે મારો આ ગુસ્સો બિનજરૂરી છે, બેકાર છે અને હું ચૂપ રહી જતો. કદાચ ગુસ્સામાં મેં કોઈને કશું કહ્યું હોત તો મહાન અનર્થ થઈ જાત."

લિંકનનું આ આત્મનિરીક્ષણ હતું, સ્વદર્શન હતું, જેમણે તેમને મહાન બનાવ્યા.

પૂજ્યશ્રીએ આ વાત પ્રસ્તુત કરતા જણાવ્યું કે આપણે તીર્થનાં દર્શન કરીએ છીએ. આપણે ભગવાનનાં દર્શન કરીએ છીએ, આ

દર્શન પારંપરિક છે. પણ આપણા અંતરમાં રહેલ ક્ષમાનાં દર્શન કરીએ તો તે સમ્યગ્દર્શન છે. અંતરસ્થિત ક્ષમા સ્વરૂપ શ્રદ્ધાનું દર્શન કરતાં શીખીએ, અંદર છુપાયેલ ક્ષમારૂપ પ્રભુનું દર્શન કરતાં શીખીએ.

ક્ષમા હંમેશાં જોડવાનું કામ કરે છે. ક્રોધ હંમેશાં તોડવાનું કામ કરે છે. ક્ષમા ધર્મ છે - ક્રોધ અધર્મ છે. નમ્રતા ધર્મ છે - અહંકાર અધર્મ છે. સરળતા ધર્મ છે - માયા અધર્મ છે. સંતોષ ધર્મ છે - અસંતોષ અધર્મ છે. દુનિયાના મહાપુરુષોને આત્મિક લબ્ધિ ઉપલબ્ધ કરવી હતી તો તેઓએ ક્ષમા વગેરે ધર્મને મુખ્ય બનાવી જીવનને આગળ વધાર્યું.

જીવનના વ્યવહારમાં - પરિવારમાં સર્વને જોડનારું જો કોઈ તત્ત્વ હોય તો તે પ્યાર છે. પરિવારનો પ્રેમ ધરતીનું સ્વર્ગ છે. પરિવારમાં દરેકને જોતો રહે. દરેકને રમાડતો-હુલાવતો રહે તે પ્રેમ છે. ભલે ને સંપત્તિ ન હોય પણ બધાની વચ્ચે પરસ્પર પ્રેમ, સ્નેહ આનંદ છે તો એ સ્વર્ગ છે. ક્રોધથી આજ સુધીમાં કેટલાય પરિવાર તૂટી ગયા. આપણે ત્યાં એક પતિત્વ અને સતીત્વનો આદર્શ હતો. આજે એ વાત આવી ગઈ છે કે પરસ્પર મેળ ન બેસે તો છૂટાછેડા. છૂટાછેડા ઘર-ઘરની વાત બની ગઈ છે. આપણા સમાજમાં છૂટાછેડા એટલે કે સંબંધને તોડવો એ અધર્મ છે. આપણી એ સંસ્કૃતિ હતી જ્યાં સહનશીલતા પર લોકોની શ્રદ્ધા હતી, આજે એ આસ્થા ક્યાં ગઈ ? વગર ગુનાએ પણ સહન કરી લીધું તો શું થઈ ગયું ? પહેલાં આસ્થા-શ્રદ્ધાના કારણે પરિવારો તૂટતા ન હતા, આજે પરિવાર વિખરાવા લાગ્યા છે. મંદિર અને મૂર્તિના નાશથી જ ધર્મનો નાશ થશે આટલી વાત પર્યાપ્ત નથી. જ્યાં શ્રદ્ધા તૂટે છે ત્યાં પણ ધર્મનો નાશ અને અધર્મનું આગમન થાય છે.

કબીરજીએ કહ્યું :

'પોથી પઢ પઢ જગ મૂઓ, પંડિત ભયો ન કોય,

ઢાઈ અક્ષર પ્રેમ કા પઢે સો પંડિત હોય.'

આ પંક્તિમાં જીવન નિર્માણની ચાવી છે. જીવનની સફળતાનું રહસ્ય છે. આ ધર્મની વ્યાવહારિક વ્યાખ્યા છે. કેટલાકની આંખમાં જ એટલો પ્રેમ હોય છે કે જાણે વશીકરણ મંત્ર ન હોય ! સૌહાર્દ અને પ્રેમથી ભર્યા લોકોના ગુસ્સામાં પણ પ્રેમ હોય છે. કોઈ વ્યક્તિ પર તેમને દ્વેષ નથી હોતો, તેમનો ગુસ્સો પણ પ્રી-પ્લાન્ડ હોય છે, જે વ્યક્તિને સુધારે છે. એને કહેવાય પુણ્યપ્રકોપ. પુણ્યપ્રકોપ કોઈ વ્યક્તિને કે સમાજને તોડતો નથી - જોડે છે.

ક્ષમા પર શ્રદ્ધા રાખ્યા વિના ભલે આપણે રામ-કૃષ્ણ-મહાવીર-બુદ્ધ-ઈશુ અથવા પયગમ્બરની કેટલીયે પૂજા કરીશું કોઈ ફાયદો નથી.

કેટલાંય લોકોએ ધર્મ શબ્દને સંપ્રદાયમાં લગાવી દીધો છે. સંપ્રદાય સાથે જોડાયેલ ધર્મ શબ્દ સંપ્રદાય જ બની જાય છે. કોઈના મિથ્યા આભિનિવેશને ચલાવવાના હેતુથી સંપ્રદાય બનાવાય છે. સત્ય એ છે કે કષાયનો ત્યાગ કરો. સંપ્રદાયની જાળમાં કોઈ પ્રબુદ્ધે ફસાવવું ન જોઈએ. ક્ષમા આદિ જે કોઈ શક્તિ આત્મામાં છે તેનું સિટીસ્કેન કરો. જે અંતરમાં ડોકિયું કરે છે તે સર્વેને જોડવાનો રસ્તો મળી રહે છે અને તોડનારો રસ્તો આપોઆપ છૂટી જાય છે.



## પ્રવચન ક્રમાંક-૧૭

# "જોડે તે ધર્મ - તોડે તે અધર્મ"



અષ્ટાવક્રજીની વિદ્વત્તા અને જ્ઞાનની પ્રશંસા સાંભળીને રાજાએ અષ્ટાવક્રજીને રાજદરબારમાં પધારવાનું સવિનય નિમંત્રણ આપ્યું. સાથે અન્ય પંડિતોને પણ નિમંત્રિત કર્યા. દરબારીઓ - પંડિતો તથા નગરજનોથી રાજદરબાર ખચાખચ ભર્યો હતો. અષ્ટાવક્રજીની પ્રતીક્ષા થઈ રહી હતી. જેવો અષ્ટાવક્રજીએ પ્રવેશ કર્યો કે તેઓને જોઈને પંડિતો હસવા લાગ્યા. આખી સભાને હસતી જોઈ રાજાને પણ હસવું આવી ગયું.

અષ્ટાવક્રજી પણ બધાની સાથે જોરજોરથી હસવા લાગ્યા. પરંતુ અષ્ટાવક્રજીનો હસવાનો ઢંગ એવો હતો કે પંડિતોને લાગ્યું કે આ તો આપણો પરિહાસ કરે છે. બધા પંડિતો હસતા બંધ થઈ ગયા, આખી સભા પણ અટકી ગઈ. રાજાએ અષ્ટાવક્રજીને પૂછ્યું, આપનું આવું કુરૂપ જોઈ બધા હસ્યા એ તો સમજમાં આવ્યું પરંતુ તમે આટલું બધું જોરશોરથી શા માટે હસ્યા? એ મારી સમજમાં ન આવ્યું.'

અષ્ટાવક્રએ કહ્યું, 'આપના રાજ દરબારમાં મોચી-ચમારોને જોઈ મને હસવું આવ્યું. હું સમજતો હતો કે અહીં પંડિતો હશે. આ બધા મારી વાણી સાંભળીને હસ્યા હોત તો એક અલગ વાત હતી પરંતુ પંડિતોએ મારી ચામડીને જ જોઈ માટે તો તેઓ ચમાર જ છે.'

**જ્ઞાનીઓને રૂપથી નહીં જ્ઞાનથી જુઓ. આત્માનો સ્વભાવ જ્ઞાન છે, રૂપ નહીં. રૂપ તો શરીરનો ગુણ છે, પુદ્‌ગલનો ગુણ છે. કોઈના કુરૂપને જોઈને નફરત કરવી ધર્મ નહીં અધર્મ છે. દૃષ્ટિમાં**

**અમૃત ધર્મ છે, દૃષ્ટિમાં વિષ અધર્મ છે.**

પૂજ્યશ્રીએ જણાવ્યું કે, શાસ્ત્રમાં ધર્મની અનેક વ્યાખ્યામાં એક વ્યાખ્યા બતાવી છે કે વત્થુ સહાવો ધમ્મો.' આ વ્યાખ્યાનું ચિંતન થોડું ઊંડું છે પણ સમજવું જરૂરી છે. વસ્તુમાત્રમાં રહેલ ગુણધર્મ જ ધર્મ છે. આગનો સ્વભાવ ગરમ, પાણીનો સ્વભાવ ઠંડો એ જ એનો ધર્મ છે. આત્માનો સ્વભાવ જ્ઞાન છે. આત્માનો સ્વભાવ વીતરાગિતા છે.

પદાર્થના વિષયમાં વિજ્ઞાન અને ધર્મનો એક જ લેવલ પર જવાબ છે કે પદાર્થનો ગુણધર્મ-પદાર્થનો સ્વભાવ એ જ એનો ધર્મ છે. જીવ પણ એક પદાર્થ છે. તો જીવનો સ્વભાવ - જીવનો ગુણધર્મ શું છે ?

જીવનો સ્વભાવ સર્વ ચીજવસ્તુને જાણવાનો છે. વસ્તુ-ચીજ પદાર્થ જડ છે. આત્મા ચૈતન્યમય છે. ચૈતન્ય શક્તિ એટલે જ્ઞાનશક્તિ - જાણવાની શક્તિ.



આત્મા કોઈ પણ પદાર્થને જુએ છે તો દરેક પદાર્થમાં પણ રૂપ-રંગ-ગંધ-સ્પર્શ હોય છે. આત્મા માત્ર રૂપ-રસ-ગંધ-સ્પર્શને જાણે ત્યાં સુધી ધર્મ. પરંતુ ચીજ-વસ્તુ સારી ખોટી લાગી, પદાર્થ પ્રતિ રાગ-દ્વેષનો ભાવ થયો તો અધર્મ. છોડ ઉપર ફૂલ ઊગ્યાં છે આટલું જુએ ત્યાં સુધી ધર્મ, હું ફૂલ તોડી લઉં આવો ભાવ આવે તો અધર્મ.

કોઈ પણ વસ્તુને જાણવી ધર્મ છે, તેના મોહમાં આવી જવું અધર્મ છે. **"બ્યૂટી ઇઝ ટુ સી - નોટ ટુ ટચ."** અંગ્રેજીમાં પણ આ વાત એટલા માટે કહી છે કે સારી ચીજને સારી રહેવા દો. કોઈ

પણ ચીજને પોતાની બનાવવાની ઇચ્છા થઈ, ચીજ પર મમત્ત્વ કર્યું તો આત્મા ધર્મથી ચ્યુત થઈને અધર્મમાં આવી જાય છે.

આત્મા કર્મથી લેપાયેલો છે. આથી આત્મચેતના - શુદ્ધ ચેતના - મિશ્ર ચેતના - અશુદ્ધ ચેતનાના રૂપમાં દેખાય છે. જો આત્મા અપ્રમાદમાં આવે છે, સ્થિતપ્રજ્ઞતાની અવસ્થામાં આવે છે, સમ્યગ્દર્શનમાં આવે છે તો શુદ્ધ ચેતનાનો ખ્યાલ આવે છે. શુદ્ધ આત્મચેતના અનંત આનંદમય છે. શુદ્ધ ચેતનામાં મારું-તારું કે રાગ-દ્વેષની અનુભૂતિ થતી નથી હોતી, આનંદની અનુભૂતિ થાય છે.

સંસ્કૃતમાં સુખદુઃખની કોઈ સ્પષ્ટ વ્યાખ્યા નથી, કિંતુ જે ઇન્દ્રિયોને અનુકૂળ ચાલે તે સુખ અને ઇન્દ્રિયોને પ્રતિકૂળ ચાલે તે દુ:ખ, સુખ-દુ:ખનો સંબંધ ઇન્દ્રિયોથી છે. આનંદનો સંબંધ આત્મા સાથે છે. સુખદુ:ખ સિવાય જ્યારે આનંદના અનુભવમાં જઈશું ત્યારે અનુભવ થશે કે જોડવાવાળો ધર્મ છે.

જો ધર્મ જ મેળવવો છે તો વસ્તુના ગુણધર્મને જાણો. વસ્તુના સારા-ખોટાપણાના ફેંસલા ન કરો. સારો પદાર્થ તમારા પર હાવી થઈ જશે અને ખરાબ પદાર્થો તમને ભાગાભાગી કરાવશે.



આત્માનો સ્વભાવ જ્ઞાન-દર્શન અને ચારિત્ર છે, એ જ ધર્મ છે.

જ્ઞાન એટલે પદાર્થને જાણવો.

દર્શન એટલે પદાર્થના સ્વરૂપમાં શ્રદ્ધા કરવી.

ચારિત્ર એટલે સારા-ખોટામાં ગયા સિવાય આત્માની સ્થિરતા.

બાકી જે કાંઈ છે તે ધર્મ પ્રવૃત્તિ છે. ધર્મ પ્રવૃત્તિ આપણને

ધર્મની સમીપ લઈ જવા માટે છે.

કોઈ પણ પ્રકારની ધર્મ પ્રવૃત્તિની આપણે કડક આલોચના કરવી નથી. જ્યાં વ્યવહાર બરાબર ન હોય ત્યાં દયા રાખવી, કરુણા રાખવી પરંતુ કોઈના પ્રતિ પણ નફરત કરવી નહીં, તિરસ્કાર કરવો નહીં.

વ્યવહારથી ક્રિયાનું મહત્ત્વ ભલે હોય પણ આપણે તો ધર્મનો મર્મ પામવો છે. પાંચ મિનિટ પણ શુદ્ધ ચેતનાની - આત્માના આનંદની અનુભૂતિ કરીને મનમાં બેસાડવું છે કે આત્મિક આનંદની પાસે ઇન્દ્રિયોનાં સુખનું કાંઈ જ મહત્ત્વ નથી.

સંસારની પ્રત્યેક ઘટનાને સુખ-દુઃખ તથા રાગ-દ્વેષથી અલગ જ્ઞાનમય ચેતનાથી જોઈશું ત્યારે ધર્મ હરહંમેશાં આપણને આત્માની સાથે અને સમાજની સાથે જોડતો રહેશે.

આત્માની આનંદમયી શુદ્ધ ચેતનામાં ક્રોધ-માન-માયા- લોભનું સામ્રાજ્ય લુપ્ત થઈ જાય છે. અધર્મનો વિરામ અને ધર્મના અવિરામ સાતત્યથી ચાલ્યા જ કરે છે.

'જીવન નિર્માણ'ની મહત્ત્વપૂર્ણ વાતોમાં પ્રેમભાવના, કષાય ક્ષય અને આનંદમયી આત્મચેતનાથી આપણે પણ જોડાઈએ અને આપણે પોતે પણ સર્વને જોડીએ.



## પ્રવચન ક્રમાંક-૧૮

# "જોડે તે ધર્મ - તોડે તે અધર્મ"

બલરામ ખૂબ કુશળ કુસ્તીબાજ બની ગયો હતો. શિવરામજી ગુરુ પાસેથી તે કુશ્તીના સારા-સારા દાવ શીખ્યો હતો. અનેક કુશ્તીબાજોને હરાવીને તેણે ખૂબ સારી પ્રસિદ્ધિ પણ મેળવી હતી.

કોઈએ તેને કહ્યું, બલરામજી ! તમારા ગુરુ કોણ છે ? લાગે છે કે તમે તો તમારા ગુરુ કરતાં પણ ચડિયાતા છો. શું તમે તમારા ગુરુને ના જીતી શકો ? જો તમે તમારા ગુરુને ન જીતો તો પછી અવ્વલ નંબરના કુશ્તીબાજ કેવી રીતે ગણાશો ?



બલરામજીએ ગુરુ શિવરામજીને કુશ્તી માટે આમંત્રણ મોકલ્યું અને જણાવ્યું કે જો હું તમારી સાથે કુશ્તી નહીં કરું તો લોકો મને શ્રેષ્ઠ કુશ્તીબાજ નહીં માને.

શિવરામજીએ હસીને નિમંત્રણ સ્વીકારી લીધું. એ બન્નેની કુશ્તી જોવા ઘણા બધા લોકો એકઠા થઈ ગયા. શિવરામજી ઉંમરલાયક હતા. દરેકને લાગતું હતું કે એક-બે દાવમાં જ શિવરામજી હારી જશે. પરંતુ બધાને આનંદ આવે એટલે શિવરામજીએ પાંચેક મિનિટ ખેલ કર્યો અને પછી તરત જ બલરામને હરાવી દીધો.

બધા કહેવા લાગ્યા, કેમ બલરામજી ! આવા બુઢ્ઢાથી તમે હારી ગયા ?

શિષ્ય કહી શકતો હતો કે ગુરુથી હારવું એ પણ જીત છે ને ? પણ અહંકારે તેને બોલવા દીધો નહીં.

ગુરુએ કહ્યું, એ હાર્યો નથી, કેમ કે મેં એને આ કુશ્તીનો દાવ શિખવાડ્યો ન હતો. મને ખબર હતી કે તેને અહંકાર જાગશે. એ અહંકાર એને ગુરુ સાથે જોડશે નહીં.

જેટલી જેટલી તોડવાની શક્તિ તે અધર્મ છે.

જેટલી જેટલી જોડવાની શક્તિ તે ધર્મ છે.

ક્રોધ-માન-માયા-લોભ જ સર્વત્ર તોડવાનું કાર્ય કરે છે.

ક્ષમા-નમ્રતા-સરળતા-સંતોષ સર્વત્ર જોડવાનું કાર્ય કરે છે. ભાઈ ભાઈને - પરિવાર પરિવારને - સંઘ સંઘને - દેશ દેશને.....

પૂજ્યશ્રીએ જીવન નિર્માણની ચિંતનધારામાં અત્યંત મહત્ત્વપૂર્ણ વિષય "જોડે તે ધર્મ - તોડે તે અધર્મ" વિષયને લક્ષ્ય કરી જણાવેલ કે ધર્મ અને અધર્મના વિષયમાં વર્ષોથી ચર્ચા ચાલતી રહી છે. તોપણ આ વિષયમાં કોઈ નિર્ણય આવ્યો નથી.

દર્શનશાસ્ત્રોમાં પણ તાત્ત્વિક ચર્ચાઓ દ્વારા અલગ - અલગ સિદ્ધાન્તો બતાવ્યા છે, પણ અમારે એની ચર્ચા કરવી નથી. આપણે એ વિચારવું છે કે જીવન વ્યવહારમાં ધર્મ શું અને અધર્મ શું ? વ્યવહારને લઈને જિજ્ઞાસુ પૂછે છે કે ધર્મક્રિયા એ જ ધર્મ છે કે ધર્મ કોઈ સ્વભાવ છે ? વિશ્વમાં આટલા બધા ધર્મ છે તો પછી શાંતિ શા માટે નથી ?

દરેક પ્રશ્નનો જવાબ હોય છે, શાંતિથી વિચારીએ તો જવાબ અવશ્ય મળે છે. ધર્મક્રિયા ઔષધ છે. ઔષધનું સેવન કરવું એ ધર્મ છે. દવાની બૉટલ પાસે રાખવાથી રોગ શાંત થતો નથી થતો. દવા પીવાય કે દવા ખવાય તો જ રોગ દૂર થાય છે. માત્ર ધર્મક્રિયાથી નહીં પણ ધર્મના મર્મને સમજવાથી જીવનમાં શાંતિ

થાય છે, ધર્મની સાથે તાદાત્મ્ય થવું જોઈએ.

તોડનારી દરેક ક્રિયા જીવનમાં અશાંતિ પેદા કરે છે, માટે તે અધર્મ છે.

જોડનારી દરેક ક્રિયા જીવનમાં આનંદ પેદા કરે છે માટે તે ધર્મ છે.

આત્મામાં ધર્મ આવ્યો છે તેનો માપદંડ એ જ છે કે ક્રોધ માન, માયા, લોભ ઓછાં થયાં કે નહીં ? જ્યાં સુધી આના પર નિયંત્રણ ન આવે ત્યાં સુધી સાચો ધર્મ નથી આવતો. ધર્મક્રિયા કરવાની કોઈ મનાઈ નથી પણ ધર્મક્રિયા બાદ એ પ્રતીતિ થવી જરૂરી છે કે કષાયમાં મંદતા આવી છે. વેપારીને TURNOVERમાં નહિ પણ નફામાં રસ છે.

જીવનની પ્રત્યેક ઘટનામાં સમતોલતા અને પ્રસન્નતા ધર્મની પ્રતીતિ છે. સમતોલ મન દરેકને જોડે છે, અસમતોલ મન દરેકને તોડે છે.

સંસારની વિષમતા છે કે ઘણી બધી ચીજ પર, વ્યક્તિ પર, સંયોગ પર માનવ પોતાનો અધિકાર જમાવી શકતો નથી. પરિવારના સભ્યો વશમાં રહેતા નથી. આ બધાથી મન ખિન્ન થઈ જાય પણ એ વાતનો શોક કે વિષાદ ન કરો. શોક અથવા દુઃખથી કોઈને કાંઈ કહેવા કે સંભળાવવા જશો તો સંબંધ તૂટવા જેવું કાર્ય થશે તો અધર્મ થઈ જશે. મનને સ્થિર રાખશો તો ધર્મનું કાર્ય થશે.

બૅન્ક મૅનેજર પાસે પૈસા આવે છે પણ એ એવું સમજી લે કે આ બધા ધનનો માલિક હું છું તો ? કર્તવ્યની જગ્યાએ અધિકાર સ્થાપિત ન થઈ શકે. આપણે પણ સ્વજન-પરિજનને આપણા જ

માની લઈશું તો કષાયોની નોબત વાગશે. કષાયની આ નોબત જ અધર્મ છે, જે જીવનમાં સંબંધ/પ્રેમને તોડે છે.

સ્વાર્થપરક પ્રેમ તોડે છે, પરાર્થપરક પ્રેમ જોડે છે.

જીવનમાં એ ખ્યાલ રહે કે આપણે કાતર નહીં પણ સોય બનીને કેવી રીતે જીવીએ ? આવા ધર્મને સમજવાવાળા દુનિયામાં ક્યાંય પણ પેદા થઈ શકે છે. ધર્મગુરુઓએ કોઈ એવો ઠેકો નથી લીધો કે અમે આખી દુનિયાને સુધારી દેશું. એકી સાથે દુનિયા સુધરી જાય તેવું તો થઈ જ ન શકે, ત્યારે વ્યક્તિએ ખુદે જાતે જ સુધરવા માટે પ્રયત્ન કરવો જોઈએ. જો જાતને સુધારવી જ હોય તો સહુથી પહેલી વાત એ ધ્યાનમાં રાખવી કે કોઈની પણ સાંભળેલી વાત પર ધ્યાન ન આપવું. કોઈની વાતોથી કેટલાયની જિંદગી ઊજડી જાય છે અને આ સહુથી મોટો અધર્મ છે. આવી જ વાતો આપણને અધર્મમાં ઘસડી જાય છે.

જો આપણે ઘર-ઑફિસ, કોઈ સંસ્થા, ધર્મ અથવા વ્યવહારને સારા ચલાવવા હોય તો ક્રોધ-માન-માયા-લોભ પર નિયંત્રણ રાખવું જ પડે.

આંખ બરાબર હશે તો જ સાચું દેખાશે, દૃષ્ટિને સમ્યક્ બનાવો. સ્થિતપ્રજ્ઞ અવસ્થામાં રહેશો તો જ અનુભવ થશે કે જોડવાવાળો ધર્મ છે, તોડવાવાળો અધર્મ છે.

**આપનાર દાતા તૈયાર હોય**
**પણ સારું તો તે જ માંગી શકે**
**જેણે સારું વિચાર્યું હોય.**

# જે આપી દીધું... તે મેળવી લીધું

દાન ક્રિયા તો મનુષ્ય વારંવાર કરે છે
પણ દાન ધર્મ તો મનુષ્ય ક્વચિત્ કરે છે
દાન આપવું અઘરી સાધના છે. એક હાથે
આપેલું બીજા હાથને ખબર પણ ન પડે તેનું
નામ દાનધર્મ.
દાનના પુણ્યનું નિર્ધારણ કરન્સીમાં નથી થતું.
તમારી પાસે જે છે તેમાંથી તમે કેટલા ટકા
આપો છો તેનાથી નિર્ધારિત થાય છે; કેવા
ભાવથી આપો છો તેનાથી નિર્ધારિત થાય છે.
લાખ રૂપિયામાંથી હજાર આપ્યા તો 10% થયા
હજાર હતાં અને હજાર આપ્યા તો 100% થયા.
શાલિભદ્રની ખીર પૂરું 100%નું દાન હતું.
તમારી પાસે જે ચીજ સર્વ પ્રથમવાર આવી,
ઉત્તમ પાત્રમાં આપી દો. દાન અક્ષય થઈ જશે.

## પ્રવચન ક્રમાંક-૧૯

# જે આપી દીધું... તે મેળવી લીધું



ભારતની આઝાદીના અગ્રણી સેનાની સુભાષચંદ્ર બોઝને કોણ નથી જાણતું ? સુભાષચંદ્ર બોઝના સ્કૂલના અભ્યાસ સમયની આ વાત છે. સ્કૂલનાં બાળકો રિસેસમાં ઘરેથી લાવેલા ડબ્બામાંથી નાસ્તો કરવા બેઠા હતા. એક બુઢ્ઢી દરવાજાની પાસે આવીને ખાવાનું માંગી રહી હતી. બુઢ્ઢી વિચારતી હતી કે આ બધા મને થોડું થોડું આપશે તોપણ મારું પેટ ભરાઈ જશે. સુભાષજીનું બુઢ્ઢી તરફ ધ્યાન ગયું. પોતાનો આખો ડબ્બો ખાલી કરીને બુઢ્ઢીને આપી દીધો. બીજા દિવસે,ત્રીજા દિવસે પણ આપી દીધો. પછી તો આ રોજનો ક્રમ બની ગયો. સુભાષજીએ કેટલાય દિવસો સુધી નાસ્તો કર્યો જ નહીં.

એક દિવસ એવું બન્યું કે એ બુઢ્ઢી આવી જ નહીં. ઘરેથી આવેલો નાસ્તાનો ડબ્બો એવો ને એવો જ ભરેલો પાછો ગયો. સુભાષજીની માતાને આશ્ચર્ય થયું. સુભાષજી ઘરે પહોંચ્યા ત્યારે માતાએ પૂછ્યું, નાસ્તો કેમ ન કર્યો ? શું આજે તબિયત સારી નથી ?

સુભાષજીએ કહ્યું, માતાજી ! હવે તો નાસ્તાની આદત છૂટી ગઈ છે, આપવાની આદત બની ગઈ છે.

વ્યક્તિ ચાલી જાય છે પણ પોતાનાં પદચિહ્ન - પગલાં છોડીને જાય છે, સત્કાર્યની સુવાસ છોડીને જાય છે. “જે આપી દીધું તે મેળવી લીધું.” જીવનમાં આપવાવાળા જ કાંઈક મેળવી લે છે.

દાન આપવામાં હિચકિચાટ તેને થાય છે કે જેણે દાન આપવાની આદત પાડી નથી.



એક ભિક્ષુકે એક કંજૂસ શેઠ પાસેથી દાનની યાચના કરી.

શેઠજી, થોડાક રૂપિયા આપો.

શેઠે કહ્યું - મારી પાસે પૈસા નથી.

ભિક્ષુક - શેઠજી, કાંઈક ખાવાનું આપો, બે દિવસથી ભૂખ્યો છું.

શેઠ - મારી પાસે ખાવાનું પણ નથી, ચાલ્યો જા.

ભિક્ષુક - શેઠજી, મારાં કપડાં ફાટેલાં છે, કોઈક કપડું આપી દો.

શેઠ - મારી પાસે કશું નથી, મારો જીવ ન ખા. અહીંથી ચાલતો થા.

ભિક્ષુક - શેઠજી, કંઈ ન હોય તો આ ધૂળ પડી છે, એ આપી દો.

ધૂળ આપવામાં શેઠને કોઈ વાંધો ન હતો. ધૂળ ઉઠાવીને આપી દીધી.

ભિક્ષુક ખૂબ ખુશ થઈ ગયો, તો શેઠને થયું કે આને ધૂળ લેવામાં શું આનંદ ? શેઠે આનંદનું કારણ પૂછ્યું. ભિક્ષુકે કહ્યું કે તમને ધૂળ આપવાની પણ આદત પડશે એ વિચારે આનંદ આવ્યો. આજે તમને ધૂળ આપવાની આદત પડશે તો કાલે તમે આહાર, પાણી, વસ્ત્ર, ધન આદિ પણ આપશો.

ઘણું ખરું મનુષ્યનું મન દેવાને બદલે લેવામાં વધુ લાગેલું રહે છે. જીવ જેવી રીતે ક્રોધથી ઘેરાયેલો છે તેમ લોભથી પણ ઘેરાયેલો

છે. લોભનું કામ છે લાવો લાવો કરવાનું. બસ મેળવ્યા કરો, ભેગું કરો. લોભનું બેહૂદું - વિચિત્ર વર્તન આપણે જોઈએ છીએ કે વરસો સુધી કાંઈ પણ કામમાં ન આવનારી વસ્તુ કોઈ માંગવા આવે તો આપણને થાય કે કામમાં આવશે. વીસ વર્ષ સુધી પુસ્તક ઘરના કબાટમાં પડ્યું રહે. એક દિવસ પણ કબાટ ખોલ્યો હોય નહીં પરંતુ તેમાં રહેલું પુસ્તક કોઈ માંગવા આવે તો તમને એ જ દિવસે એ પુસ્તક વાંચવાનું મન થાય. આ અનાદિ કાળથી સાથે રહેલા લોભનું કારસ્તાન છે. આ લોભથી છૂટવા સંત સમજાવે છે કે -

**જો જલ બઢિયો નાવ મેં, ઘરમેં બઢિયો દામ**

**દોનોં હાથ ઉલેચીયે, યહી સજ્જન કા કામ.**

નાવમાં પાણી ભરાઈ જાય અને નાવમાંથી પાણી કાઢવામાં ન આવે તો નાવ ડૂબવાનો ભય ઊભો થાય છે. ઘરમાં ધન વધી જાય અને તેને ઘરમાંથી કાઢવામાં ન આવે તો જીવન દુર્વ્યસનમાં ડૂબી જાય છે.

**અનાદિકાળની પરિગ્રહ સંજ્ઞા અને લોભને તોડવાનો પ્રયત્ન તેનું નામ દાન.** આપણને લેવાનો - મેળવવાનો અભ્યાસ અનાદિ કાળથી છે. નાના છોકરાના હાથમાં પણ કાંઈ આપો તો તે પકડી લે છે, જલદીથી છોડતો નથી. કોઈને પણ આપવાની પાછળનો અભિગમ એ જ છે કે પરિગ્રહ સંજ્ઞા છૂટે અને તૂટે. અઢાર પાપસ્થાનકમાં પરિગ્રહની ગણતરી છે. પરિગ્રહ છૂટે છે તો પુણ્યનો પ્રાદુર્ભાવ થાય છે.

વિશ્વમાં ઇતિહાસનું સર્જન આપવાવાળાઓએ કર્યું છે, લેવાવાળાએ નહીં. આપવાવાળાઓએ જ યશ મેળવ્યો છે, કીર્તિ મેળવી છે. ગરીબોના અંતરની દુઆ મેળવી છે, સ્વજનોનો પ્રેમ

મેળવ્યો છે.

ધન-પૈસો એ જ દુનિયામાં દેવાલાયક ચીજ છે એવી વાત નથી. તમે પ્રેમમય શબ્દો પણ આપી શકો છો, હૃદયની મધુરતા આપી શકો છો, દુઃખી અવસ્થામાં કોઈને સાચા હૃદયથી આશ્વાસન આપી શકો છો. તકલીફમાં સુયોગ્ય પ્રકારની સહાયતા આપી શકો છો. પણ એ વાત નિશ્ચિત છે કે જેણે કાંઈ આપ્યું છે તે જ કાંઈક મેળવી શકે છે. "જે આપ્યું તે મેળવ્યું અને જેણે આપ્યું તેણે મેળવ્યું." આ બે વાત બરાબર હૃદયમાં જામી જવી જોઈએ.

અગર સાચા ભાવે કોઈને આપ્યું તો પરલોકમાં સુખ પામશો અને અંતે મોક્ષ પામશો. આ વાત બતાવે છે કે બીજાને આપ્યા બાદ અન્ય વ્યક્તિ જે સુખને પામે છે, અન્યનું જે ભલું થાય છે તેને જોઈને કે વિચારીને જે આનંદ મળે છે તે અલૌકિક આનંદ હોય છે. કોઈ સંસ્થાને તમે ખૂબ જરૂરત વખતે જ દાન આપ્યું અને એ સંસ્થાનું સંકટ ટળી ગયું. આ જોઈને કે જાણીને આપને અસીમ આનંદ થશે.

જો તમે કોઈ આવાં સારાં કાર્યો કર્યાં હશે તો તમારી આવતી પેઢી, તમારા પુત્ર-પૌત્રાદિ પણ તમારા કાર્યથી આનંદવિભોર બની કોઈક સારા કાર્યની પ્રેરણા મેળવશે. અને તેઓ પોતાનું જીવન પણ 'જીવન નિર્માણ'ના પથ પર સફળ બનાવશે.

**સદ્‌ગુણો ટ્રાવેલિંગ ચેક જેવા છે.**
**તેનાથી તમને જ્યાં જશો**
**ત્યાં સ્થાન અને આવકાર મળશે.**

## પ્રવચન ક્રમાંક-૨૦

# જે આપી દીધું... તે મેળવી લીધું

વિવશતા પ્રત્યેક વ્યક્તિને દીન બનાવી દે છે. ભૂખની વેદના શૂરવીરને પણ દીન-હીન બનાવી દે છે. ભયંકર દુષ્કાળનો સમય હતો. ચારે તરફ વેદના અને વિવશતાએ પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું હતું. જગડૂશા શેઠે પોતાના અન્નભંડાર અને ધનભંડાર ખોલી નાંખ્યા હતા. જગડૂશા ખુદ જાતે જ દાન દેવા બેસતા હતા. શેઠને થયું મારે બધાની વિવશતા અને લાચારી જોવી પડે છે અને લેવાવાળાને પણ ક્ષોભ કે સંકોચ ન થાય એટલે તેમણે વચમાં પરદો નખાવ્યો. હવે જગડૂશા માત્ર હાથ જોઈને દાન આપતા હતા.

રાજાએ આ વાત સાભળી. પરીક્ષા લેવાનું દિલ થઈ ગયું. યાચકોની લાઇનમાં રાજા પણ વેશ પરિવર્તન કરી ઊભો રહી ગયો. રાજાએ પરદાની નીચેથી જગડૂશા તરફ હાથ ફેલાવ્યો. જગડૂશાએ જોયું કે આ હાથ લાલ-કોમળ-મુલાયમ છે. આ હાથ લેવાવાળો નહીં, દેવાવાળો છે. હાથની રેખા બળવાન છે. આજે કેવી વિવશતા હશે કે આ હાથ મારી સામે આવ્યો છે. કદાચ પોતાની આબરૂ-ઇજ્જત બચાવવા જ આવ્યો છે. જગડૂશાએ પોતાના હાથમાં રહેલ કરોડ રૂપિયાની વીંટી એ હાથમાં મૂકી દીધી.

રાજાએ પરદો હટાવી દીધો. જગડૂશાને ગળે લગાવી દીધો અને પૂછ્યું આટલી કિંમતી વીંટી કેમ હાથમાં રાખી દીધી ?

જગડૂશાએ કહ્યું, કદાચ હું ઘરમાં બીજું કશું લેવા જાત તો આ પુણ્યશાળી હાથ માટે કશું મળ્યું નહીં એમ વિચારી પાછો ખેંચાઈ જાત.

રાજા કહે - મેં તો પરીક્ષા કરવા હાથ લંબાવ્યો હતો, વીંટી પાછી લઈ લ્યો.

જગડૂશા કહે - મેં પણ પરીક્ષા કરીને જ આપ્યું છે, પાછું ના લઈ શકું.

જગડૂશાનું નામ ઇતિહાસમાં અમર થઈ ગયું. જેણે આપ્યું તેણે મેળવ્યું.

આ દૃષ્ટાંતને હૃદયસ્પર્શી બનાવતાં પૂજ્યશ્રીએ જણાવ્યું કે દાનક્રિયા તો મનુષ્ય વારંવાર કરે છે પણ દાનધર્મ તો ક્યારેક જ કરે છે. દાન આપવું એ અઘરી સાધના છે. દાન આપો તો એવું આપો કે એક હાથે અપાયેલું દાન બીજો હાથ જાણે પણ નહીં. જે આપી દીધું છે તેના માટે ક્યારેય વિચારવું નહીં કે અફસોસ કરવો નહીં.

શાસ્ત્રમાં શ્રેષ્ઠ દાન માટે શાલિભદ્રનું દૃષ્ટાંત છે. પૂર્વ જન્મમાં ગરીબ એવા સંગમને જીવનમાં સર્વ પ્રથમવાર ખીરનું ભોજન મળ્યું. સંગમે પોતાના આંગણામાં પધારેલા તપસ્વી મુનિને સમસ્ત ખીર હૃદયના હર્ષોલ્લાસ સાથે વહોરાવી દીધી. પોતાની માને પણ ન જણાવ્યું કે મેં સાધુ મહારાજને બધી ખીર વ્હોરાવી દીધી છે.

રાજગૃહીનો આ જ સંગમ મૃત્યુ પામી કોટ્યાધિપતિ ગોભદ્ર શેઠનો પુત્ર શાલિભદ્ર બન્યો. જે ઋદ્ધિ અને રૂપ રાજા શ્રેણિક પાસે ન હતાં તે શાલિભદ્ર પાસે હતા. આજનાં વસ્ત્રો કાલે નહિ તેમ આજના દાગીના - આભૂષણો પણ બીજે દિવસે નિર્માલ્ય બનતા. આવી ઋદ્ધિના માલિક હતા શાલિભદ્ર.

જે વસ્તુ તમારી પાસે સર્વ પ્રથમવાર આવી તેને ઉત્તમ પાત્રમાં આપી દો અને જીભને પણ શાંત કરી દો. દાન જ્યારે

ધર્મ બને છે ત્યારે અપાર મહિમાનું સર્જન કરે છે.

કોઈએ પ્રશ્ન કર્યો - કેટલી સંપત્તિ હોય તો દાન કરવું જોઈએ ? કેટલી સંપત્તિના દાનથી દાનનો મહિમા વધી શકે ?

શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે "દારિદ્રયે દાનં'" દાનનો મહિમા સંપત્તિ હોય અને આપીએ તેમાં નથી, પરંતુ કાંઈ ન હોય ત્યારે આપવામાં દાનનો મહિમા છે - દાનના પુણ્યનું નિર્ધારણ કરન્સીમાં નથી થતું હોતું. તમારી પાસે રહેલામાંથી તમે કેટલા ટકા (પર્સન્ટેજ) આપો છો? કેવા ભાવથી આપો છો? તેનાથી નિર્ધારિત થાય છે. તમારી પાસે લાખ રૂપિયા હોય અને એક હજાર રૂપિયા આપો તો 10% જ દાન થયું. પરંતુ હજાર રૂપિયા હોય અને હજાર આપી દીધા તો 100%દાન થયું. શાલિભદ્રનું દાન 100% હતું.

વર્તમાનકાળમાં લોકોનો પ્રશ્ન છે કે દાનની તકતી શા માટે ? ઘણા લોકોનો એવો આક્ષેપ પણ છે કે લોકો તકતી માટે દાન આપે છે.

કોઈ પણ ઘટના માટે ટીકા-ટીપ્પણ કરવાં સહેલાં છે પરંતુ વિચારો કે આજે પણ એવી સંસ્થા છે કે જ્યાં કોઈ પણ તકતી લગાવાતી નથી છતાંય ત્યાં દાનનો પ્રવાહ વહેતો જ રહે છે. વધારે પડતો તકતીઓનો સિલસિલો સંસ્થા દ્વારા નિર્મિત કાર્યક્રમોમાં થાય છે. અમારી માન્યતાનુસાર આ પરંપરામાં સારા-પ્રશસ્ત પરિણામો પણ આવે છે. માનવ સ્વભાવ અનુકરણશીલ છે. એક દાતાનું નામ જોઈ બીજાને પ્રેરણા મળે છે. માત્ર પ્રેરણા નહીં સંસ્થાની વિશ્વાસનીયતા પણ વધે છે. દાતાઓના વંશજો પણ તકતી દ્વારા પ્રેરણા પામી આ જ માર્ગે આગળ વધે છે.

ઇતિહાસને જીવંત રાખવા તકતી અને શિલાલેખોનું ખૂબ

મહત્ત્વ છે. પરંતુ તકતી અને શિલાલેખને તૈયાર કરવાનું કર્તવ્ય સંસ્થાઓનું છે. સંસ્થાએ એવું આયોજન કરવું જોઈએ કે દાતાની ભાવના અને ચિત્તની પ્રસન્નતા વધે. અને દાતાઓએ બની શકે તો આ બધાથી નિર્લેપ રહેવું જોઈએ.

આપવું એ જ સ્વયં સર્જનક્રિયા છે. હજારોની સંખ્યામાં તીર્થોનાં નિર્માણ, વિદ્યાલય, મહાવિદ્યાલય, હૉસ્પિટલ, અનાથ આશ્રમ, વૃદ્ધાશ્રમ, સેવાભાવી સંસ્થાઓનું સર્જન આપવાની ભાવનામાંથી જ થાય છે. જેઓએ અંતરની ભાવનાથી આપ્યું છે, તેઓએ આ પૃથ્વી પર દાનથી સૌંદર્ય વિખેર્યું છે.

જ્ઞાનદાને, સંસ્કારદાને, ઉપદેશદાને અનેક ચૈતન્ય મહાપુરુષો આપ્યા છે. આખરે તો જેણે આપ્યું તેણે મેળવ્યું છે. શું મેળવ્યું ? સંતોષની અનુપમ ધારા. કષાયની શાંતિ, લોભની શાંતિની અદ્‌ભુત અનુભૂતિ. દાનથી પ્રાપ્તવ્ય તો નિર્લોભતા અને સંતોષ છે.

બસ, આ સુંદર ધારામાં વહી જીવન નિર્માણમાં કાંઈક ડગલાં આગળ વધો.

**અનુકૂળતા અને પ્રતિકૂળતા કોઈ ઘટના નથી**
**પણ પોતાની વિચારસરણીની પેદાશ છે.**

## પ્રવચન ક્રમાંક-૨૧

# જે આપી દીધું... તે મેળવી લીધું

મનુભાઈ ઉદાર દિલથી દરેક યાચકને કે પછી જરૂરિયાતવાળાને દાન આપતા રહેતા હતા. એની ઉદારતાનો કોઈ ગેરલાભ પણ ઉઠાવતા. મનુભાઈના કેટલાક મિત્રોને આ વાત ખૂંચતી. તેમણે મનુભાઈને સલાહ આપી કે તમે આમ જ દાન દેતા રહો છો તો જેને જરૂરત નથી તેઓ પણ લઈને જાય છે અને તમે આવું જ કરતાં રહેશો તો તમારી બધી સંપત્તિ ખતમ થઈ જશે.

મનુભાઈએ કહ્યું, જો હું કડકાઈ કરીશ તો ખરેખર વાસ્તવમાં જેને જરૂરત છે તેઓ પણ રહી જશે. હું બધાને આપતો રહીશ તોપણ કાંઈ ખોટમાં જવાનો નથી. સાંભળો, જ્યારે હું મારા નાના ગામડામાંથી શહેરમાં આવ્યો ત્યારે મારી પાસે માત્ર 9 રૂપિયા હતા. મેં ધંધો શરૂ કર્યો અને કાંઈક કમાયો ત્યારે મેં મારી ઓરીજીનલ મૂડી 9 ₹ એક ડબ્બીમાં ભરીને તિજોરીમાં મૂકી દીધી છે. બીજી સંપત્તિ નહીં રહે તો 9 ₹ લઈ પાછો મારા ગામ જતો રહીશ.

જુઓ, આપણું શરીર પણ એવું છે કે આપણે એને જેટલું આપીએ છીએ તેમાંથી કચરામાં જ વધારે જાય છે. શરીરને ગુણ કરે તેવો માલ તો બહુ ઓછો જ બને છે. તો આપણે શું શરીરને ખાવા-પીવાનું આપવાનું બંધ કરી દેવું ? ભલા, તેને આપીએ છીએ ત્યારે તો તેમાંથી કાંઈક મેળવીએ છીએ ને ?

આપણે કોઈને કશું આપીશું ત્યારે જ તો કાંઈક પામીશું.

પૂજ્યશ્રીએ ઉપરોક્ત દૃષ્ટાંત દ્વારા જણાવ્યું કે કેટલીક વ્યક્તિ તકલીફથી કમાય છે તોપણ તેના મનમાં ભાવ થાય છે કે કોઈની

તકલીફ દૂર કરીએ. પણ કેટલાકની આંતરિક વૃત્તિ અને આદત જ એવી બની હોય છે કે સારી એવી સંપન્નતા હોય તોપણ જો મફતનું મળતું હોય તો છોડે નહીં. જેને લેવાની જ આદત પડી છે તેને લેવામાં ક્યારેય હીનતા લાગતી નથી. ભાવના તો એવી બનવી જોઈએ કે ક્યારેક કોઈનું લેવું પડ્યું હોય તોપણ તેમાં કાંઈક ઉમેરીને પાછું આપવું.

મફતનું, વિના પરિશ્રમનું કોઈની પણ પાસેથી કાંઈ જ ન લેવું આવો જીવન સિદ્ધાંત બનાવો.

હાતિમતાઈ એક વાર જંગલમાંથી પસાર થઈ રહ્યો હતો. એક કઠિયારો લાકડાનો ભારો ઉઠાવી લઈ જઈ રહ્યો હતો. ભારો તેનાથી ઉઠાવી શકાતો ન હતો. થાકથી તેણે ભારો નીચે મૂકી દીધો. કઠિયારો હાતિમતાઈને ઓળખતો ન હતો. હાતિમતાઈએ કહ્યું, હાતિમતાઈ દરેકને દાન આપે છે. તું એની દાનશાળામાં પહોંચી જા, તો તારે આટલી તકલીફ ઉઠાવવી નહીં પડે.

કઠિયારો કહે હું શા માટે હાતિમતાઈ પાસે જાઉં ? ભગવાને મને હાથ-પગ આપ્યા છે, મારે હરામનું ખાવું નથી. હું તો પરિશ્રમથી કમાઈને જ પેટ ભરીશ.

સ્વાભિમાનથી જીવવાવાળા કોઈની પાસે હાથ લંબાવતા નથી. સ્વાભિમાનથી જીવવાવાળા ક્યારેય અભાવના પ્રભાવમાં આવતા નથી. તેઓ જે પણ મળે, જેટલું પણ મળે તેનાથી જ જીવન એડજસ્ટ કરી લેતા હોય છે. મુંબઈ સાયનમાં અમે એક સામાન્ય શ્રાવકને જોયેલ, બિલકુલ સામાન્ય સ્થિતિ. લોકો તેને સામેથી આપવા જાય તોપણ તે વિનમ્રતાથી ના કહી દે અને કહે કે મારી પાસે જે

છે તેમાંથી મને જીવતાં આવડે છે, મને સંતોષ છે.

આજે આ વાત એટલે ઉઠાવી રહ્યો છું કે તમે એમ ન સમજી લેતાં કે તમારી પાસે લક્ષ્મી છે અને તમે જ્યારે કોઈને આપવા ઇચ્છશો ત્યારે આપી શકશો. કોઈ દાન લેવાવાળું હશે તો તમે દાન આપી શકશો. તમારી પુણ્યાનુબંધી પુણ્યની લક્ષ્મી હશે તો જ તે સન્માર્ગમાં વપરાશે. તમારો દાનાંતરાય તૂટ્યો હશે તો જ દાન આપી શકશો.

દાનના લેવા-દેવાના સિદ્ધાંત પર પુણીયા શ્રાવકનું જીવન ઘણો બધો પ્રકાશ પાથરી ખૂબ ખૂબ પ્રેરણા આપે છે. પુણીયા શ્રાવકની કમાણી રોજની બે આના હતી. તેમાંથી જ પ્રભુ-પૂજા સાધાર્મિક ભક્તિ અને ઘરખર્ચ કરવાનો હતો. આટલી આવકમાંથી જ્યારે બધાં કાર્યો પૂરાં થઈ શકે તેમ ન હતાં ત્યારે પતિ-પત્ની બન્નેએ એકાંતર ઉપવાસ શરુ કર્યા. એક દિવસ પુણીયો શ્રાવક ઉપવાસ કરે, એક દિવસ એની પત્ની ઉપવાસ કરે અને સાધર્મિક ભક્તિ ચાલુ રાખે.

ભગવાન મહાવીરે શ્રેણીક રાજાને કહ્યું કે જો તારે નરકમાં ન જવું હોય તો પુણીયા શ્રાવકના એક સામાયિકનું ફળ માંગી લે. સામાયિકનું ફળ લેવા શ્રેણીકને પુણીયા પાસે આવવું હતું. શ્રેણીક રાજાએ અભયમંત્રીને આદેશ આપ્યો કે પુણીયાને હીરા-માણેક-મોતીનું ભેટણું આપીને આવો. અભયમંત્રીએ કહ્યું, પુણીયા શ્રાવકને હીરા-મોતી સર્વ પથ્થર તુલ્ય છે, પરિગ્રહનો નિયમ છે. છતાં પણ



શ્રેણીકના આગ્રહથી અભયમંત્રીએ અમૂલ્ય ભેટણું લઈને પુણીયા શ્રાવક પાસે જઈને કહ્યું, શ્રેણીક મહારાજા તમારે ત્યાં આવી રહ્યા

છે. તેમના સ્વાગત માટે તમે આ નીની શી ભેટનો સ્વીકાર કરો.

પુણીયાએ કહ્યું, મારી પાસે ફાટેલું ધોતિયું છે તેની ધજા બનાવીશ. મારી પાસે જે સંપત્તિ છે તેનાથી સ્વાગત કરીશ. મારે આ હીરા-માણેક-ઝવેરાતની કોઈ જ જરૂર નથી.

આવા નિષ્પરિગ્રહી પુણીયા શ્રાવકની સામાયિકમાં નરકનું આયુષ્ય તોડવાની શક્તિ હતી.

આવી બધી કથાઓ આપણા જીવન નિર્માણનો માઇલસ્ટોન છે.

આશાઓનો કોઈ અંત હોતો નથી, તૃષ્ણા ક્યારેય તૃપ્ત થતી નથી. મેળવવાની ઇચ્છા માનવ જીવનને વિક્ષિપ્ત કરી દે છે.

જીવનશક્તિને માત્ર ધન કમાવવામાં જ ન ગુમાવો. પણ જીવન શક્તિને જીવન નિર્માણમાં લગાવો. જીવન નિર્માણ ધનથી નહીં ગુણથી થશે. ધનાર્જન કરતાં ગુણાર્જનમાં અધિક ધ્યાન આપો.

## **સમર્પણ**

**એ જીવનની સૌથી કઠણ છતાંય સર્વોચ્ચ કળા છે.**
**જે જીવનમાં કોઈને પણ સમર્પિત નથી બની શક્યો**
**તેને પોતાનું જીવન પહાડ જેવું બોજા રૂપ લાગશે જ.**

# આપ ભલા તો જગ ભલા

કોઈનું પણ ભલું કરો તો પોતાના આનંદ માટે કરો. મનુષ્ય જ્યારે નિઃસ્વાર્થ ભાવથી કોઈનું સારું કરે છે ત્યારે કોઈ અપૂર્વ આનંદ થાય છે. બીજાની ભલાઈ કરવામાં પોતાની ભલાઈ છે. કોઈને પણ ભલા બનાવવાનો શ્રેષ્ઠ ઉપાય એ જ છે કે પ્રથમ આપણે જાતે જ ભલા બનીએ.

જો આપણી દૃષ્ટિમાં ખામી છે તો જગતની ખરાબી-બુરાઈ આપણી સામે પ્રસ્તુત થશે અને દૃષ્ટિમાં ખૂબી હશે તો આપણી દૃષ્ટિમાં પણ સારપ પ્રસ્તુત થશે.

આ કારણથી જ લોકો કહે છે **આપ ભલા તો જગ ભલા.**

## પ્રવચન ક્રમાંક-૨૨

# આપ ભલા તો જગ ભલા

એક માણસ જંગલમાંથી પસાર થઈ રહ્યો હતો. જંગલમાં તેણે એક સિંહને જોયો. પગમાં કાંટાની શૂળ લાગવાથી તે ચાલવામાં લાચાર હતો. સિંહે પગ ઊંચો કર્યો, જાણે ઇશારો કરતો હોય કે મારા પગમાંથી શૂળ કાઢી દો. એ માણસે હિમ્મત કરી, સિંહ પાસે ગયો અને શૂળ કાઢી આપી, એ ઘા પર કોઈ ઔષધિ પણ લગાવી આપી. સિંહે પણ એ માણસનું માથું સૂંઘ્યું, એની સામે પ્રેમથી જોયું અને જાણે કહી ન રહ્યો હોય કે તને કદી નહીં ભૂલું!

એ જમાનો માણસને ગુલામ બનાવી તેની સાથે ક્રૂર વ્યવહાર કરી આનંદ માણવાનો હતો. એક નગરમાં આવો તમાશો ચાલી રહ્યો હતો. એક મેદાનમાં એક સિંહને એક ગુલામની સામે છોડી દીધો હતો. સિંહ ગુલામને મારીને કેવી રીતે ફાડી ખાય છે એ જોવા માટે. એની ખુશી મનાવવા હજારો લોકો એકત્રિત થઈ ગયા હતા. પણ લોકોએ આશ્ચર્ય જોયું. સિંહ ગુલામની પાસે આવી તેના પગ ચાટવા લાગ્યો. ગુલામે સિંહના માથા પર પ્રેમથી હાથ ફેરવ્યો, જાણે કોઈ પુરાણી ગાઢ દોસ્તી ન હોય !

આ એ જ સિંહ હતો અને ગુલામ પણ એ જ હતો જેણે સિંહના પગમાંથી શૂળ કાઢી હતી.

લોકોએ ગુલામને પૂછ્યું, કયો મંત્ર ભણી તે સિંહને વશ કર્યો ?

ગુલામે કહ્યું એક જ મંત્ર છે, 'આપ ભલા તો જગ ભલા' આપણે સારા તો આખું જગત સારું.

આ દૃષ્ટાંતના માધ્યમથી પૂજ્યશ્રીએ જણાવ્યું કે જગતમાં ભલાઈના ચમત્કાર પણ કાંઈ ઓછા નથી. સિંહે પોતાની ડાયરીમાં એ ગુલામનું નામ નહોતું લખ્યું. એનું ઍડ્રેસ કે એનો મોબાઇલ નંબર પણ નહોતો લખ્યો. પરંતુ યાદ રાખો કે લોઢા જેવા પોલાદી શરીરમાં પણ કાચ જેવું મન હોય છે, માખણ જેવું મુલાયમ હૃદય હોય છે. એક પશુ પણ ભલો-સારો બની શકે છે તો માનવ શા માટે ભલો ન બને ? પ્રત્યેક જીવ સાથે કાચના વાસણ જેવો વ્યવહાર કરો કે જેથી એનું મન તૂટી ન જાય.

વિશ્વની ગતિ તો પોતાની રીતે જ ચાલે છે. સૃષ્ટિનું વાતાવરણ સૃષ્ટિનો સ્વભાવ બદલવો એ આપણા વશની વાત નથી. ભલે આપણે સૃષ્ટિને ન બદલી શકીએ પણ આપણે આપણી દૃષ્ટિને તો જરૂર બદલી શકીએ છીએ. જો આપણી દૃષ્ટિમાં જ ખામી હશે તો દરેક વ્યક્તિમાં ખૂબીને બદલે આપણને ખામી જ દેખાયા કરશે. વ્યક્તિની જેવી દૃષ્ટિ જેવો ભાવ એવું જ વ્યક્તિત્વ તેની સામે ઉપસ્થિત થતું હોય છે. આપણે જગત સાથે સારો વ્યવહાર કરીશું તો પ્રતિભાવ પણ સારો જ પ્રાપ્ત થશે અને આ કારણસર જ લોકો કહે છે "આપ ભલા તો જગ ભલા."

કોઈનું પણ ભલું કરવા જશો તો બની શકે કે પરિણામ વિપરીત જોવા પણ મળે. સ્વયં સહન કર્યા સિવાય અન્ય કોઈનું ભલું કરવાનું શક્ય પણ નથી બનતું. મહાપુરુષોની મહાનતાનો હેતુ માત્ર સફળતા જ નથી, પરંતુ જે તકલીફો તેઓ સહન કરે છે એ સહનશીલતા જ તેમને મહાન બનાવે છે.

સંઘર્ષમય સંયોગ જ માનવની શક્તિને વિકસિત કરે છે. શ્રીરામનું ચરિત્ર આખા દેશમાં પ્રસિદ્ધ છે. રામનું જીવન અનેક વિદ્વાનોએ લખ્યું છે. રામાયણ વાંચવાવાળાને પૂછો કે રામાયણમાં સહુથી અધિક રસમય વિભાગ કયો ? જવાબ મળશે ચૌદ વર્ષના વનવાસનો.

વનવાસ દરમ્યાન રામે સંઘર્ષ ખેલ્યો. આફતમાં પણ તેમણે કરામત દેખાડી. વનવાસ દરમિયાન રામે પણ સિદ્ધાંત અપનાવ્યો હતો. “આપ ભલા તો જગ ભલા’. જ્યાં રામ જતાં હતાં ત્યાં અયોધ્યા વસી જતી હતી.

જ્યારે કોઈ વિના કારણે પણ આપણું ખરાબ કરે છે ત્યારે મન ઘવાય છે. મનમાં બદલાની ભાવના પ્રગટે છે. અગર આવી ભાવના અંકુશમાં નથી રહેતી ત્યારે આગળ જઈને વેરભાવનાનો આકાર લે છે. હૃદયમાં શ્રદ્ધા પ્રગટાવો - ભાગ્ય પર વિશ્વાસ રાખો કે કોઈ મારા હાથમાંથી છીનવી શકે છે પરંતુ મારા ભાગ્યમાંથી છીનવી શકતું નથી અને ખરાબ કરનાર પર પણ ભલાઈ કરો. બની શકે છે કે તમારી સારપથી તેને પોતાના ખરાબ વર્તન માટે પશ્ચાત્તાપ પણ પ્રગટ થાય.

ચિંતનકાર કહે છે કે દુશ્મનને મારવો હોય તો તીર-ભાલા કે તલવારથી નહીં મારો, તેને ભલાઈ અને ઉપકારના શસ્ત્રથી મારો. જીવનમાં ઉપકાર કરવા જશો તો કોઈ તકલીફ, કોઈ મુશ્કેલી કે કોઈ ખતરો નહીં આવે એવું કહી શકાતું નથી, એટલે ભલાઈ જરૂર કરો પણ ભલાઈના મર્મને સમજીને કરો. ભલાઈ જરૂર કરવી પણ ભોળા કે ભોટ બનીને નહીં. ભલાઈ આત્મિક આનંદ મેળવવા

જ કરો. કોઈ પણ કાર્ય કરવું હોય તો ખ્યાલ કરવો કે શુભધ્યાન ટકી રહે. પોતાની શક્તિનો અંદાજ લગાવી શુભધ્યાન ટકી શકે એ રીતે પ્રવૃત્તિ કરવી.

ક્યારેક એવું પણ બનતું હોય છે કે કોઈ વ્યક્તિ વાસ્તવમાં ભલી કે સારી હોતી નથી પરંતુ કોઈ એનું ભલું કરે તો સારા સંગથી તેના સ્વભાવમાં પરિવર્તન આવી શકે. વિશ્વાસ કરો કે ભલાઈનો બદલો ભલાઈમાં જ મળે છે, તેના માટે પ્રતીક્ષા કરવી પડે છે.

ભગવાનના ઘરે દેર હોઈ શકે પણ અંધેર ક્યારેય નહીં. ભલાઈ કરતાં રહો... દુઆ આપતા રહો... અવશ્ય જીવન નિર્માણ થશે.



**ભૂતકાળ**ને જાણી શકાય છે,
**ભાવિ**ને સુધારી શકાય છે,
જ્યારે **વર્તમાન**ને વિચારી શકાય છે.

## પ્રવચન ક્રમાંક-૨૩

# આપ ભલા તો જગ ભલા

ખંભાતમાં જૈનોની ખૂબ સારી વસતી હતી. કેશુભાઈ શેઠ શ્રીમંત અને સજ્જન હતા. કેશુભાઈ શેઠને ખંભાત પાલીતાણા-શત્રુંજયતીર્થનો છ'રી પાલિત સંઘ કાઢવાનો ભાવ થયો. અંગ્રેજોનું રાજ અને રેશનીંગનો એ જમાનો હતો. ખંભાતના નવાબે તો રજા આપી દીધી હતી પરંતુ અંગ્રેજી અફસરની રજાની જરૂરત હતી. અફસર ઘણો મિજાજી હતો. તેની પાસે જવાની કોઈની પણ હિમ્મત ચાલતી ન હતી. શેઠે વિચાર્યું કે જો મારી આટલી શુભભાવના છે તો મારે જ તેની પાસે જવું પડશે.



પૂજ્ય દાદાગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મ.સા.ના આશીર્વાદ લઈને શેઠ એ અફસરની ઑફિસમાં આવ્યા. કોઈ પણ જાતની ઓળખાણ તો હતી જ નહીં. પણ શેઠને વિશ્વાસ હતો કે મારી સંઘયાત્રાની આટલી સારી ભાવના છે, તો પરિણામ જરૂર સારું જ આવશે જ. અફસરે સ્મિતપૂર્વક શેઠને પોતાની સાથે બેસાડ્યા અને કાર્ય પૂછ્યું. શેઠે કહ્યું. રેશનીંગનો સમય છે પણ પાંચસો માણસોની રસોઈ સાથે બનશે તો ભોજનમાં બગાડ નહીં થાય. તમે રજા આપો તો અમે પાંચસો યાત્રીઓનો સંઘ કાઢવા માંગીએ છીએ.

ઑફિસરે રજા આપતાં કહ્યું, અમારા તરફથી રજા છે, અમે તમારી દુકાનમાં માલ ખરીદવા આવ્યા હતા ત્યારે તમે અમારી સાથે ખૂબ સારો વ્યવહાર કર્યો હતો. તમારી ભલાઈને અમે ભૂલ્યા નથી. તમારા જેવા ભલા માણસને અમારાથી ના કેવી રીતે કહેવાય ?

ગ્રાહકની સાથે સારો વ્યવહાર કર્યો. આટલી જ શેઠની ભલાઈ હતી, પણ આ ભલાઈએ શેઠનું કામ કરી દીધું.

પૂજ્યશ્રીએ ચિંતનધારાને આગળ વધારતાં જણાવ્યું કે મનુષ્ય ભલે પોતાના સ્વાર્થ માટે બીજા સાથે સારો વ્યવહાર કરતો હોય પરંતુ તે પણ ભલાઈ છે. માનવીનો માનવતાયુક્ત વ્યવહાર પણ સ્વ પર કલ્યાણકારી થાય છે.

કેટલાક પોતાની બુદ્ધિના અહંકારથી, કેટલાક સત્તાના ગુમાનથી, કેટલાક સંપત્તિના અભિમાનમાં તો કેટલાક અધિકારના અહંના કારણે પોતાના વ્યવહારથી બીજાના દિલને તોડતા રહે છે.

જીવનના અંતિમ શ્વાસ સુધી ભલાઈની ભાવના સતત બની રહે ત્યારે જીવન નિર્માણ થાય છે. કોઈનું પણ સારું બોલવું હોય તો તેનામાં શું સારું છે એ જોવું પડે છે. બધામાં સારું જોવું એ પણ સાધના છે. ભલું જ કરવું હોય તો મહાપુરુષોનાં જીવન વાંચો, કોણે શું સારું કર્યું ? અન્યનું ભલું કરવાના અનેક રસ્તાઓ છે. કોઈ અન્નદાન, કોઈ વસ્ત્રદાન, કોઈ જ્ઞાનદાન આપી કોઈનું ભલું કરે છે, તો કોઈ અન્યાય થતો હોય તો ન્યાય અપાવીને પણ ભલું કરે છે.



તમે બધાંએ બીરબલની બુદ્ધિની વાત સાંભળી છે. એક વાર અકબર બાદશાહ ઠંડીના દિવસોમાં બહાર ફરીને પોતાના મહેલ તરફ આવી રહ્યા હતા. રસ્તામાં એક તળાવ આવ્યું. અકબરને વિચાર આવ્યો કે કોઈ માણસ આખી રાત

આ પાણીમાં ઊભો રહે તો મારે એને ઇનામ આપવું. અકબરે ઢંઢેરો પીટાવ્યો. એક માણસ આખી રાત પાણીમાં ઊભો રહ્યો. બાદશાહે પૂછ્યું, તે આખી રાત ઊભા ઊભા કેવી રીતે પસાર કરી ? જહાંપનાહ ! દૂર દૂર એક ઘરમાં એક દીવો બળતો હતો એ જોઈને. એ સાંભળી બાદશાહે કહ્યું, 'તો તો તે ઠંડી સહન નથી કરી. દીવાથી ગરમી પ્રાપ્ત કરી છે.' બાદશાહે એને ઇનામ ન આપ્યું. તે માણસે બીરબલને ફરિયાદ કરી.

બીજે દિવસ બીરબલ રાજમાર્ગ વચ્ચે એક હાંડલી થાંભલા પર બાંધી નીચે અગ્નિ જલાવી ત્યાં બેસી ગયો. આવતાં જતાં લોકો પૂછે છે બીરબલજી ! શું કરો છો ? ખીચડી રાંધું છું. બીરબલની આ પાગલ જેવી વાત અકબર પાસે પહોંચી. અકબર જાતે ત્યાં આવ્યો અને બોલ્યો. અગ્નિથી હાંડલી આટલી દૂર છે તો ખીચડી થોડી પાકશે ?

બીરબલ - જહાંપનાહ ! તમારા રાજ્યમાં તો તળાવમાં ઊભેલા માણસને દૂર દૂર જલતાં દીપકની ગરમી મળે છે તો મારી ખીચડી કેમ નહીં પાકે ?

બાદશાહને પોતાની ભૂલ સમજાઈ. તેણે પેલા માણસને સોનામહોરનું ઇનામ આપ્યું.

કદાચ દર વખતે આપણે આપણો સ્વાર્થ ન છોડી શકીએ પણ થોડો થોડો પણ બીજા માટે સદ્‌વિચાર, સદ્‌ભાવ રાખીએ તો પણ ભલાઈ માટે હિમ્મત વધતી જાય.

કોઈનું પણ ભલું કરો તો પોતાના આનંદ માટે કરો. માનવ

જ્યારે નિઃસ્વાર્થભાવથી બીજાનું સારું કરે છે ત્યારે કોઈ અપૂર્વ આનંદ થાય છે. બીજાની ભલાઈમાં પોતાની ભલાઈ પણ થાય જ છે.

કોઈને પણ સારા બનાવવાનો શ્રેષ્ઠ ઉપાય એ જ છે કે આપણે પોતે જ સારા બનીએ - ભલા બનીએ.

**માનવ એટલે**

**મા + નવ સંસ્કૃતમાં 'મા' એટલે લક્ષ્મી**

**જેની પાસે નવ પકારની લક્ષ્મી હોય છે તે જ માનવ છે.**

**(1) સંસ્કારલક્ષ્મી (2) સદ્બોધ લક્ષ્મી**

**(3) સારલ્ય લક્ષ્મી (4) સમભાવ લક્ષ્મી**

**(5) સન્માર્ગ લક્ષ્મી (6) કૃપા લક્ષ્મી**

**(7) સંતોષ લક્ષ્મી (8) ક્ષમા લક્ષ્મી**

**(9) શ્રદ્ધા લક્ષ્મી**

## પ્રવચન ક્રમાંક-૨૪

# આપ ભલા તો જગ ભલા



અબ્રાહમ લિંકન પોતાની મોટરમાં બેસી સંસદસભામાં જઈ રહ્યા હતા. તેમની નજર માર્ગમાં શું શું થઈ રહ્યું છે? તે જોવામાં લાગી હતી. લિંકને જોયું કે રોડના કિનારે એક ખાડામાં કીચડ ભર્યો હતો. ડુક્કરનું એક નાનું બચ્ચું તેમાં ફસાઈ ગયું હતું. બહાર નીકળી શકતું નહોતું. લિંકનના હૃદયમાં તેના માટે કરુણા જાગી. તેણે ડ્રાઇવરને ગાડી ઊભી રાખવાનું કહ્યું. તે જાતે જ ડુક્કર પાસે પહોંચી ગયા અને હાથથી બહાર કાઢ્યું. આ કાર્યમાં તેમનાં કપડાં પણ કીચડથી ખરડાયાં હતાં.

જ્યારે તેઓ સંસદમાં પહોંચ્યા તો સાથીઓએ કપડાં ગંદા થવાનું કારણ જાણ્યું. એક વ્યક્તિએ કહ્યું આપ બીજાને કહીને પણ આ કાર્ય કરાવી શક્યા હોત. ડુક્કરને બહાર કોઈ પણ કાઢી આપત. લિંકને કહ્યું, ભાઈ ! આ કાર્ય મેં મારા આત્માના આનંદ માટે કર્યું છે. હું બીજા પાસે કરાવત તો મને શું આનંદ મળત ?

જેઓ આત્માના આનંદ માટે જ બીજાનું ભલું કરે છે તેઓ અન્યનું ભલું કરવા સ્વયં કષ્ટ સહન કરી લે છે.

પૂજ્યશ્રીએ જણાવેલ કે જ્યારે અંતરમાં સર્વે જીવોનું ભલું થાઓ આવી સંવેદના પ્રગટે છે ત્યારે વ્યક્તિ શુભકાર્યમાં પ્રવર્તમાન થાય છે. અગર કોઈનું ભલું કરવાનો અવસર ન મળે તો તેઓના અંતરમાં વેદના થાય છે. સંગમદેવે ભગવાન મહાવીર પર છ-છ

મહિના સુધી નિરંતર ઉપસર્ગ કર્યા. ભગવાન મહાવીર ગોચરી માટે જ્યાં નીકળતા હતા તો આહાર અશુદ્ધ કરીને તેમાં પણ અંતરાય કર્યા, તોપણ ભગવાન મહાવીરે તેનું જરા સરખું પણ ખરાબ વિચાર્યું નહીં. ભયંકર ઉપસર્ગ કરવા છતાં પણ જ્યારે તે ભગવાન મહાવીરને પોતાના સાધનાપથથી વિચલિત ન કરી શક્યો ત્યારે પોતાના સ્થાને પાછો ફરી ગયો. ત્યારે ભગવાન મહાવીરની આંખમાં બે બિંદુ અશ્રુનાં એટલા માટે ચમક્યાં કે શું આનું કશું ભલું હું નહીં કરી શકું? મારી પાસે આવી લોકો તરી જાય પરંતુ આ ડૂબી જશે?

જીવનમાં નિર્માણ શક્તિ મહાપુરુષની શરણાગતિથી તથા તપ-જપથી પ્રકટ થતી હોય છે. કોઈ આત્માનો સહજ સ્વભાવ જ એવો હોય છે કે એના જીવનની સહજ પ્રવૃત્તિ જ બીજાનું ભલું કરનારી હોય.



મહાદેવ રાનડે મહાન ન્યાયાધીશ થઈ ગયા. બાળપણથી જ એમનો સ્વભાવ ન્યાયપ્રિય હતો. તેની નાની નાની પ્રવૃત્તિ પણ ન્યાયમાર્ગથી ચાલતી.

રાનડેજીના ઘરે એક નોકરાણી કામ કરતી હતી. તેનો છોકરો પણ લગભગ રાનડે જેવડો જ હતો. એક દિવસ રાનડેની માતાએ મીઠાઈના બે ટુકડા આપ્યા અને કહ્યું મોટો ટુકડો તું ખાજે, નાનો નોકરાણીના છોકરાને આપજે. પણ રાનડેએ મોટો ટુકડો નોકરાણીના છોકરાને આપ્યો એ તેની માતાએ જોયું. તેમણે મહાદેવને પૂછ્યું, તેં મોટો ટુકડો તેને કેમ આપ્યો ?

મહાદેવે કહ્યું, મેં તો ગઈકાલે પણ મીઠાઈ ખાધી હતી. એણે નહોતી ખાધી. મોટો ટુકડો તેને આપવો એ જ તો ન્યાય કહેવાય.

નોકરાણીનો છોકરો મીઠાઈ મળવાથી ખુશ થઈ ગયો હતો.

તે વિચારવા લાગ્યો કે આ મહાદેવ કેવો ભલો છોકરો છે ? હંમેશના માટે તેના હૃદયમાં મહાદેવ માટે સમાદર ભાવ સ્થાપિત થઈ ગયો.

વાસ્તવમાં કેટલાક લોકો ખરાબ પણ હોય છે. પોતાના ખરાબ સ્વભાવને કારણે બીજાને પરેશાન પણ કરતાં હોય છે, પણ જેનામાં બીજાનું સારું કરવાની તમન્ના જાગી ગઈ છે, તે પોતાનું ખરાબ કરનારનું પણ ખરાબ કરી શકતા નથી. વિવશ બનીને પણ પોતાના મહાન વ્યક્તિત્વને કારણે ભલાઈથી જ વર્તે છે.

ભલાઈની ભાવના અમોઘ વશીકરણ બની જાય છે.

બસ..... વિશ્વને ભલું બનાવવાનો સરળતમ માર્ગ એટલે જાતે જ સારા બનો... ભલા બનો... શુદ્ધ બનો... સરલ બનો...

**તમારે મહાવીર બનવું છે ને ?**

- મહાવીર એટલે જાત પર વિજય મેળવીને જગતને હરાવે
- મહાવીર એટલે સ્વનું સંચાલન કરી સર્વના હિતનું સંપાદન કરે
- મહાવીર એટલે કહેવું કોઈને ય નહીં અને સહેવામાં કંઈ બાકી નહીં.

## આપણે બદલાશું, તો જગત બદલાશે

**"ચેરિટી બિગીન્સ ફ્રોમ હોમ"** આ માત્ર કહેવત નથી, એક શાશ્વત સત્ય છે.

વિશ્વ બદલાઈ જવા આતુર છે, બદલવાવાળા જોઈએ.

દુનિયા ઝૂકતી હૈ, ઝુકાનેવાલા ચાહિએ

વ્યક્તિ જ્યારે બીજાને માટે કાંઈક સહન કરે છે તો બીજામાં બદલાવ લાવી શકે છે. વિશ્વના જીવોમાં પરિવર્તન લાવવું હોય તો એક સૂત્ર યાદ રાખો -

**આપણે બદલાશું, તો જગત બદલાશે.**

## પ્રવચન ક્રમાંક-૨૫

# આપણે બદલાશું, જગત બદલાશે

મૂલચંદ શેઠ ધનિક હતા. તેમના બે પુત્ર હતા - નીતીન અને જતીન. શેઠે બન્નેની સૂઝબૂઝ અને બુદ્ધિની પરીક્ષા કરવા ઇચ્છા કરી. શેઠે બન્ને પુત્રને દસ-દસ રૂપિયા આપ્યા અને કહ્યું આમાંથી કોઈ એવી ચીજ લાવીને તમે પોત પોતાના રૂમને ભરી દો. તમે કઈ વસ્તુથી રૂમને ભરો છો તે જોવા હું સાંજે તમારી રૂમ પર આવીશ.

મૂલચંદ શેઠ પહેલાં નીતિનના ઓરડામાં ગયા. આખા રૂમમાં ઘાસ પાથરેલું હતું. ઘરમાં ન સ્વચ્છતા, ન સાફસફાઈ. ઘાસ પણ એવી રીતે પાથરેલું કે જાણે કચરો ફેલાયેલો હોય.

પછી શેઠ જતીનના રૂમમાં આવ્યા. રૂમ બિલકુલ સાફ હતો. જમીન પર કશું જ હતું નહીં. એક ખૂણામાં દીપક જલતો હતો અને ધૂપની સુગંધ આવી રહી હતી. શેઠે જતીનને કહ્યું કે મેં તો તમને દસ રૂપિયામાં આખો રૂમ ભરાઈ જાય તેવી વસ્તુ લાવવા કહ્યું હતું પરંતુ તારો રૂમ તો ખાલી છે, તેમાં તે કશું ભર્યું નથી?

જતીને કહ્યું, પિતાજી ! તમારા આપેલ રૂપિયામાંથી હું ઘી, દીવેટ, કોડિયું અને ધૂપ લાવ્યો છું. મેં દીપક પ્રગટાવી આખા રૂમને પ્રકાશથી ભરી દીધો છે અને ધૂપ સળગાવી સુગંધથી ભરી દીધો છે.

શેઠ તેના જવાબથી ખુશ ખુશ થઈ ગયા.

આ નાના દૃષ્ટાંત દ્વારા પૂજ્યશ્રીએ જણાવ્યું કે એક નાનો દીપક અંધકારને ઉજાસમાં ફેરવી શકે છે. ચાંદ સૂરજ તારાઓની હેસિયત શું? રોશની માટે એક કિરણ પણ બસ છે. એક

અગરબત્તીની સુગંધ સમસ્ત દુર્ગંધી વાતાવરણને સુગંધમાં ફેરવી દે છે. અત્તરનું એક બુંદ વાતાવરણમાં ખૂશ્બુ પ્રસરાવી દે છે. જે ચીજમાં ફ્રિકવન્સી વધારે હોય છે તે બીજાને બદલાવી શકે છે.

જ્યારે આપણી ફ્રિકવન્સી વધશે ત્યારે આપણે જગતને બદલી શકીશું. જગતને બદલાવતા પહેલાં વ્યક્તિએ ખુદે બદલવી પડે. જે વ્યક્તિમાં વિશ્વાસ હોય છે, જે પોતાની પૂર્ણ શક્તિ સાથે કાર્યમાં લાગે છે. તે જગતને બદલી શકે તેમ છે. કેટલાકનું વ્યક્તિત્વ જ એવું હોય છે કે જેમની ઉપસ્થિતિમાં આખું વાતાવરણ જ બદલાઈ જાય છે. જાણતાં-અજાણતાં પણ લોકો તેઓની વાતનું અનુસરણ કરવા લાગે છે.



ભારતના સ્વતંત્રતા સંગ્રામમાં અનેક દેશભક્તો જોડાયા હતા. દેશભક્તોમાં લોકમાન્ય તિલક પ્રતિભાશાળી હતા. સ્વતંત્રતાની ક્રાંતિ માટે જુવાળ જગાવવો જરૂરી હતો. લોકમાન્ય તિલકે વાતાવરણ પરખ્યું અને પોતાની પ્રતિભાથી સૂત્ર આપ્યું, "સ્વતંત્રતા અમારો જન્મસિદ્ધ હક્ક છે." જેનું વ્યક્તિત્વ મુઠ્ઠી ઊંચેરું હોય તે જગતને બદલાવવામાં સફળ બની શકે.

કેમેરામૅનને જેટલું મોટું દશ્ય ખેચવું હોય તેટલું વધુ ઊંચું તેણે ચડવું પડે. આખી પૃથ્વીની તસવીર ખેંચવા અતિ ઊંચાઈએ જવું પડે.



ગુજરાતના કવિ-લેખક ઉમાશંકર જોષી માનવને સંદેશ આપે છે કે હે માનવ ! તું વધારે ઊંચો ન ઊઠી શકે તો કાંઈ નહીં, પણ માત્ર એક

મુટ્ઠી ઊંચા ઊઠવાનો પ્રયત્ન કરીશ અને ઊઠી શકીશ તો એ પણ એક બહુ મોટી વાત થઈ જશે.

સામાન્ય માણસથી જે થોડો પણ આગળ વધે છે તે જરૂર કઈક પામે છે. તમે પથ્થર માર્યો, અમે ઈંટ મારીશું. આ સામાન્ય લોકોની વાત છે, પણ તમે પથ્થર માર્યો તો અમે તમને ગળે લગાવીશું આ વિશિષ્ટ લોકોની વાત છે.

એક સાધુ નૌકામાં બેસી નદી પાર કરી રહ્યા હતા. એ જ નૌકામાં આઠ-દસ અનાડી યુવાનો પણ હતા. એક યુવાને સાધુને ટક્કર મારી, સાધુ કાંઈ બોલ્યા નહીં એટલે યુવાને જાણી જોઈ બીજી બે-ચાર ટક્કર લગાવી. તોપણ સાધુ ચૂપ રહ્યા. યુવાનોને તો જાણે રમકડું મળી ગયું. એકે કહ્યું, સાધુને પાણીમાં નાંખો. અને સાધુને ધક્કો મારવા ઊભો થયો. સાધુની શાંતિ-સમાધિથી પ્રસન્ન થઈ કોઈ ‘દેવ પ્રગટ થયા. યુવાનને એવો પકડ્યો કે તે ચીસ પાડી ઊઠ્યો. દેવે સાધુને પૂછ્યું, બોલો આને શું દંડ કરું ? લોકો કહેવા લાગ્યા, આમાં પૂછવાનું શું ? આને જ પાણીમાં ધકેલી દો.

સાધુએ કહ્યું, આ યુવાનોએ આવી હરકત કેમ કરી ?

લોકો કહે - તેઓમાં બદમાશી છે.

સાધુ કહે - હે દિવ્યપુરુષ ! એમ કરો, આની બદમાશીને પાણીમાં નાંખી દો. યુવાનને દંડ કરવાનો કોઈ મતલબ નથી.

પેલો અલ્લડ યુવાન સાધુના પગમાં પડી ગયો. તેનું હૃદય પરિવર્તન થઈ ગયું. વિચાર અને ભાવ બદલાઈ ગયા.

વ્યક્તિ જ્યારે બીજાને સહી લે છે ત્યારે જ બીજામાં પરિવર્તન લાવી શકે છે. વિશ્વના જીવોમાં બદલાવ-પરિવર્તન લાવવા છે તો એક સૂત્ર હંમેશાં યાદ રાખો - **“આપણે બદલાશું, જગત બદલાશે.”**

## પ્રવચન ક્રમાંક-૨૬

# આપણે બદલાશું, જગત બદલાશે



વાત બહુ નાની છે, પરંતુ સમજવા જેવી છે.

તે ટોપીવાળો ગામ-ગામ ફરીને ટોપી વેંચતો હતો. થાકેલો તે એક વાર વૃક્ષ નીચે સૂતો હતો. ટોપીનું પોટલું બાજુમાં હતું. વાંદરાઓએ પોટલું ખોલી નાંખ્યુ અને એક એક કરીને બધી ટોપીઓ પહેરી લીધી. ટોપીવાળાએ ઊઠીને જોયું અને ચકિત થઈ ગયો. એણે વાંદરાઓ સામે ઘૂરકીને જોયું તો બધા વાંદરાઓ પણ એની સામે ઘૂરકવા લાગ્યા. મારવા માટે તે પથ્થર શોધવા લાગ્યો તો વાંદરાઓ પણ પથ્થર શોધવા લાગ્યા. અચાનક તેને વિચાર આવ્યો કે હું જેવું કરું છું તેવું જ વાંદરાઓ કરે છે. તેણે પથ્થરને જમીન પર ફેંકી દીધો. વાંદરાઓએ પણ પથ્થરો જમીન પર ફેંકી દીધા. ટોપીવાળાએ પોતાની ટોપી માથા પરથી ઉતારી લીધી, તો બધા વાંદરાઓએ પણ ટોપી ઉતારી લીધી. ટોપીવાળાએ પોતાની ટોપી પોટલામાં નાંખી, બધા વાંદરાઓએ પણ પોતાની ટોપી પોટલામાં નાંખી દીધી. ટોપીવાળો પોતાની બધી ટોપી મળી જતાં પોટલાને ગાંઠ મારી ચાલ્યો ગયો. વાંદરાઓ પણ પોતાના સ્થાને ચાલી ગયા.

ટોપીવાળો સમજી ગયો. આપણે જેવું કરીશું એવું વિશ્વ બનશે.

આ દૃષ્ટાંતથી આચાર્ય ભગવંત રાજયશસૂરીશ્વરજી મહારાજ સાહેબે લોકોને માત્ર રસમય જ ન બનાવ્યા પણ એમના ચિત્તને આહ્‌લાદમય પણ બનાવી દીધું. ખ્યાલમાં રાખો, તમારા બોલવાથી - કહેવાથી કે શીખવાડવાથી જગત નહીં બદલાય, તમારા બદલાવથી જ જગત બદલાશે.

ભગવાન મહાવીરે દીક્ષા લીધા બાદ એક મહત્ત્વપૂર્ણ અભિગ્રહ (નિયમ) ધારણ કર્યો. જ્યાં સુધી પૂર્ણ નહીં બનું ત્યાં સુધી કોઈને ઉપદેશ નહીં આપું. બાર વર્ષ વીતી ગયાં. કેવળજ્ઞાન ન થયું, પ્રભુ પૂર્ણતા ન પામ્યા તો તેઓએ ઉપદેશ ન આપ્યો.

જ્યારે કેવળજ્ઞાન થયું, બીજા જ દિવસે ગૌતમાદિ અગિયાર અને 4400 થી અધિક બ્રાહ્મણોને વેદ-વિદ્વાનોને જૈનત્વની દીક્ષા આપી. આ ઉપદેશનો નહીં પણ આચરણનો પ્રભાવ હતો.

એક શાંત-નિષ્કષાયી આત્માને મળો, કેટલો બધો આનંદ થાય !





વીતરાગ પ્રભુ મહાવીરને ગૌતમ મળ્યા, તેમનો અહં અર્હંમાં વિલીન થઈ ગયો. પ્રભુએ ગૌતમને કાંઈ ઘણા શબ્દો ન્હોતા કહ્યા. પરંતુ તેમની વીતરાગિતા વગર બોલ્યે સ્પર્શી ગઈ હતી ગૌતમને, સમસ્ત બ્રાહ્મણ સમાજને પ્રભુએ બદલી દીધો, પરંતુ તેઓ પોતે પહેલાં સ્વયં બદલાયા હતા.

આપણે પણ સર્વ બદલવું છે. ધર્મમાં, સમાજમાં, રાજ્યમાં, સંસ્કારોમાં પરિવર્તન લાવવાની આજે આવશ્યકતા છે.

ઘણા બધા ધર્મગુરુ પોતાના મૂળ શાસ્ત્રના ઉદ્દેશથી ખૂબ દૂર દૂર નીકળી ગયા છે. અનેક ધર્મમાં વિકૃતિઓ આવી ગઈ છે. પરંતુ જ્યાં સુધી એ ધર્મોમાં કોઈ વિરાટ વ્યક્તિત્વ પ્રગટ નહીં થાય ત્યાં સુધી કેવળ ચર્ચાઓથી બદલાવ નહીં આવી શકે. વ્યક્તિ જેટલી ઉચ્ચ કક્ષામાં આરૂઢ થતી જાય છે તેમ તેનો અનુયાયી વર્ગ પણ વધતો જાય છે.

આથી જ સર્વધર્મ ગુરુઓની આચારશૈલી અને વિચારશૈલી પર પ્રબુદ્ધજનોએ વિચાર કરવો જરૂરી છે. પોતે સ્વયં બદલાઈને સર્વને બદલવા જોઈએ. આજનું રાજકીય ક્ષેત્ર એટલી હદ સુધી વકરી ગયું છે કે દોષોના પ્રવેગ - જોર વધતાં જ રહ્યાં છે. આ રાજકીય ક્ષેત્રમાં ફરી એક મહાપુરુષના અવતરણની અત્યંત આવશ્યકતા ઊભી થઈ ગઈ છે. સમસ્ત ભ્રષ્ટાચારી રાજકીય પુરુષોના મનોબળનો પ્રતિકાર એક જ વ્યક્તિએ કરવો પડશે. કોઈ ગાંધીજીએ ફરી જાગવું પડશે. સમાજમાં પણ વર્ગભેદ ભયંકર ક્રૂરતા સાથે પોતાનો માર્ગ બનાવી રહ્યો છે. રાજકીય સ્વાર્થ માટે મિથ્યા સમાજ પરંપરાને ઊંડી બનાવાઈ રહી છે. શ્રીમંતાઈનું અભિમાન અને પ્રદર્શન વિના રોકટોક ચાલી રહ્યું છે. જ્યારે અધિકારી વર્ગ આટલો શ્રીમંત ન હતો, ત્યારે પણ ન્યાયથી કમાવવાવાળા શ્રીમંતને પણ ડર લાગતો હતો. તે પોતાની શ્રીમંતાઈનું પ્રદર્શન કરતાં ડરતો હતો. આજે અધિકારી વર્ગ જ ભ્રષ્ટાચારના ધનથી શ્રીમંતાઈનું પ્રદર્શન કરે છે.

દેશ-સમાજ-રાજ્ય તથા વિશ્વની વાતને એક તરફ રાખીએ, આપણા પરિવારને જો બદલવો હશે તોપણ ખુદ આપણે બદલાઈ જવું જ પડશે.

એક બોર્ડીંગમાં છોકરાઓ ખૂબ તોફાની-શેતાન હતા. ઘણા કુલપતિ આવ્યા અને રવાના થઈ ગયા. છોકરાઓમાં કોઈ ફરક પડ્યો નહીં. એક શાંત-પ્રબુદ્ધ કુલપતિ આવ્યા. પરિસ્થિતિ સમજી ગયા. આ છોકરાઓ કાંઈ પણ સમજવા માટે તૈયાર જ ન હતા. કુલપતિએ પોતાના પહેલાં ભાષણમાં કહ્યું, "આજથી તમે જે કાંઈ પણ ભૂલ કરશો તેની જવાબદારી મારી છે. હું તમને કોઈ પણ શિક્ષા નહીં કરું, બધી શિક્ષા હું જ ભોગવીશ, હું જ સહન કરી લઈશ."

મોટી હરકત તે દિવસે પણ થઈ. શિક્ષકે બધાની સામે પોતાના હાથ પર બે-ચાર દંડા લગાવી દીધા. હાથ લાલ થઈ ગયો, સૂઝી ગયો, ખૂબ વેદના થઈ. શિક્ષકના ચહેરાનો રંગ પણ વેદનામય બની ગયો. શિક્ષકે કહ્યું, તમે બધાં જઈ શકો છો. તમારો ક્લાસ પૂરો થઈ ગયો.

બસ, એ અંતિમ દિવસ હતો કે છોકરાંઓએ તોફાન કર્યું હોય. પૂરી બોર્ડીંગે એક વર્ષમાં પોતાના આદર્શ વર્તન માટે પૂરા રાજ્યમાં પુરસ્કાર મેળવ્યો. એક બદલાયો તો તેણે બધાને બદલ્યા.

"ચેરિટી બિગિન્સ ફ્રોમ હોમ" માત્ર કહેવત નથી, એક શાશ્વત સત્ય છે. વિશ્વ બદલાઈ જવા માટે આતુર છે, કોઈ બદલવાવાળું જોઈએ. કહેવાય છે. દુનિયા ઝૂકતી હૈ, ઝુકાનેવાલા ચાહિએ.

**તમે બદલશો તો... વિશ્વ જરૂર બદલાશે.**

સુખી થવાનો સૌથી મોટો રસ્તો એ છે
કોઈને સુખી જોતાં કદી દુ:ખી ન બનો.

## પ્રવચન ક્રમાંક-૨૭

# "આપણે બદલાશું - જગત બદલાશે"

અરસ્તુએ માનવને સામાજિક પ્રાણી કહ્યા છે. સંયોગ અથવા પરિવાર મનુષ્યમાં જરૂર ફરક લાવે છે. જૈનશાસ્ત્રએ જીવ માત્રને સંયોગમૂલક કહ્યા છે.

"સંજોગ મૂલા જીવેણ પત્તા દુકખ પરંપરા
તમ્હા સંજોગ સંબંધં સવ્વંતિવિહેણ વોસિરિઅં,.."

આ કારણથી માનવસમાજને પ્રત્યેક ચીજમાં એક આદર્શની અત્યંત આવશ્યકતા છે. તમે નિરીક્ષણ કરોઃ એક રાજા વિક્રમ થયો, પછી કેટલા વિક્રમ રાજા થયા ? એક આચાર્ય હરિભદ્રસૂરિજી થયા, ત્યાર પછી કેટલા મુનિ અને આચાર્યો હરિભદ્ર નામના થયા. એક શંકરાચાર્ય થયા તો બીજા કેટલા શંકરાચાર્ય થયા!!! અરે અનેક શંકરાચાર્યમાંથી પૃથક્ પાડવા માટે આદિ શંકરાચાર્ય કહેવા પડ્યા. કેટલા જ્યૉર્જ થયા અને કેટલી એલિઝાબેથ થઈ ? આ બધા ઉદાહરણ બતાવે છે કે માનવ અનુકરણશીલ છે. બસ, માનવની આ ચેતનાને તમે લાયક માનો. હર લાયક માનવ પોતાના નાયકની પાછળ ચાલે છે.



પેલા દૃષ્ટાંતને યાદ કરો. એક છોકરાને શરીરમાં અપાર વેદના હતી. આખું શરીર ફોલ્લાઓથી ફદફદી ગયું હતું. છોકરો ગોળ ખાવાનું છોડતો ન હતો. તેને એક ગુરુ પાસે લાવ્યા. ગુરુ જી ! આશીર્વાદ આપો, આને ગોળ છોડાવો. છોકરાની હાલત જોઈ ગુરુની આંખ ભરાઈ આવી. અને બોલ્યા, બેટા ! આવું શું કરે છે ? અને પછી કહ્યું ત્રણ અઠવાડિયાં પછી

છોકરાને લાવો, ગોળ છોડાવી દઈશ. ત્રણ અઠવાડિયાં પછી છોકરાને પાછો લાવ્યા. ગુરુએ એક જ વાર કહ્યું અને છોકરાએ સહજતાથી ગોળ છોડી દીધો. આજે છોકરાની આંખમાં આંસુ હતાં. ગુરુજી મને આશીર્વાદ આપો, હવે કોઈ દિ' ગોળ નહીં ખાઉં.

બાળકના વડીલે પૂછ્યું, ગુરુજી ! ત્રણ સપ્તાહ પહેલાં જ તમે એને ગોળ છોડાવી શકતા હતા, તમે ત્રણ સપ્તાહ પહેલાં કેમ ન છોડાવ્યો ?

ભાઈ ! કોઈને બદલવા જતાં માટે પહેલાં જાતને બદલવી પડે છે. કોઈને સુધારતાં પહેલાં જાતે સુધરવું પડે છે. તારા બાળકમાં જે દોષ હતો તે મારામાં હતો. હું પણ ગોળ ખાવાથી પરેશાન હતો, પણ છોડી શકતો ન હતો. ત્રણ સપ્તાહમાં મેં દૃઢ નિર્ણય કર્યો કે ગોળ ખાવો નથી અને ગોળ છોડ્યો તો આજે આ બાળકને છોડાવી શક્યો છું.

કેટલીયે સંસ્કૃતિના સૂત્રધારોએ કહ્યું છે, "आचारः प्रथमो धर्मः ।" હું તો કહીશ કે "आचारः परमोपदेशः" આચાર જ શ્રેષ્ઠ ઉપદેશ છે.

ભગવાન મહાવીરે 2500 વર્ષ પૂર્વે તપ કર્યું હતું. આજે પણ તપ પ્રવાહ ચાલુ છે. ઈશુએ ગરીબોની સેવા પોતાના હાથેથી કરી હતી, આજે સમસ્ત ખ્રિસ્તી સમાજ ગરીબોની સેવામાં લાગ્યો છે. મૂળ પુરુષના આચારની પરંપરા હજારો વર્ષ સુધી પ્રભાવ પાડતો રહે છે. બસ, આપણે બદલાશું તો વિશ્વ જરૂર બદલાશે.



તુર્કસ્તાનના કમલપાશાએ રાજ્યની ધુરા હાથમાં લીધી. પૂરું તુર્કસ્તાન નિરક્ષર હતું. પ્રાથમિકતા તેઓને ભણાવવાની હતી. રાજાએ જાતે

જ ગામ ગામ જઈને ભણાવવાનું કાર્ય શરૂ કર્યું. દરેક સરકારી કાર્યકરો સ્વેચ્છાથી આ કાર્યક્રમમાં જોડાઈ ગયા. તુર્કસ્તાનનો નકશો બદલાઈ ગયો.

એક બદલાયેલી વ્યક્તિ અનેકને બદલી શકે છે.

ભારતમાં એક વાર ચોખા ઓછા ઊગ્યા. લાલબહાદુરજીએ



સપ્તાહમાં એક દિવસ ભાત ખાવાના છોડી દીધા. સમસ્ત દેશમાં લહેર વ્યાપી ગઈ. દરેકના દિલને આ વાત સ્પર્શી ગઈ. બદલાવ આવે છે ત્યાગથી. જે ત્યાગ કરી શકે છે તે અન્ય પર પ્રભાવ પાડી શકે છે. ત્યાગીએ બધી વાત મોઢેથી બોલવી પડતી નથી, એના ચહેરાનું તેજ લોકોની આંખને ભરી દે છે. એનું આભામંડલ લોકો પર હાવી થઈ જાય છે. સમજી લેજો કે વિશ્વનું પરિવર્તન ભાષણબાજીથી નહીં પણ વ્યક્તિના સંનિષ્ઠ વર્તનથી જ થાય છે.

જીવન નિર્માણની અમારી આ પ્રવચનમાળા આત્મ જાગૃતિનું એક અભિયાન છે. તમારે ત્યાગી મહાત્માનાં વચન જ નહીં, વર્તનને પણ જોવાનાં છે. જો તમે એ વર્તનને જોશો તો તમે ખુદ જાતે જ બદલાઈ જશો.

બસ, કદાચ તમે દેશના પરિવર્તન સુધી નહીં પહોંચી શકો તો પણ પરિવારના પરિવર્તનમાં તો જરૂર સફળ બની શકશો. સંભવી શકે છે કે પરિણામ ક્યારેક મોડેથી પણ આવે, પણ પરિણામ જરૂર આવશે.

તમે બદલાશો, જગત જરૂર બદલાશે.

# આનંદથી જીવો
# પરમાનંદ મળવો

આનંદની કળાથી જીવનને સજાવવું હોય તો નક્કી કરી લ્યો જીવનમાં કાંઈક મળ્યું તોપણ સારું, કાંઈ ન મળ્યું તોપણ સારું.

આ સંસારમાં જેમણે નક્કી કર્યું છે કે મારે હંમેશાં રડવું છે તેને કોઈ સુખી નથી કરી શકતું

અને

જેમણે નક્કી કર્યું છે કે મારે હંમેશાં ખુશીમાં જ રહેવું છે તેને કોઈ દુઃખી નથી કરી શકતું.

જેની આનંદમય ચેતના જાગી ગઈ છે તેને સારી દુનિયા છૂટી જાય તોપણ પરવાહ નથી હોતી અને સારી દુનિયા સાથે ચાલે તોપણ કોઈ પરેશાની નથી.

## પ્રવચન ક્રમાંક-૨૮

# આનંદથી જીવો, પરમાનંદ મેળવો

આનંદની કળાથી જીવનને સજાવવું હોય તો નક્કી કરી લ્યો જીવનમાં કાંઈક મળ્યું તોપણ સારું અને કાંઈ ના મળ્યું તોપણ સારું. જીવનમાં એક સંકલ્પ કરી લ્યો હર હાલતમાં ખુશ રહેવું છે. ક્યારેય પણ દુ:ખી નથી જ થવું. આ સંસારમાં જેમણે નક્કી કર્યું છે કે મારે હંમેશાં રડતાં જ રહેવું છે તેને કોઈ સુખી કરી શકતું નથી અને જેમણે નક્કી કર્યું છે કે મારે હંમેશાં ખુશ જ રહેવું છે તેને કોઈ દુ:ખી કરી શકતું નથી.

એક મહાન તત્ત્વજ્ઞાની વિદ્વાન હતા. તત્ત્વજ્ઞાનથી તેની બુદ્ધિ પ્રતિભા કરતાં પણ તેની જીવનપ્રતિભા અધિક વિકસિત હતી. જ્ઞાનનું ફળ હંમેશાં તેનામાં દેખાતું હતું કે તે સતત પ્રસન્ન રહેતા હતા. એક વાર કોઈ કારણસર રાજાએ તેમને જેલમાં પૂરી દીધા. જ્ઞાનીએ પુસ્તકો મંગાવીને વાંચવાનાં શરૂ કરી દીધાં. રાજાએ જોયું કે આ તો પુસ્તક વાંચવામાં મસ્ત છે. છતાં પણ પૂછ્યું, “કેમ છો ?”

જ્ઞાનીએ કહ્યું, “અહીં વાંચવાનો સારો સમય મળ્યો છે, ખૂબ આનંદમાં છું.”

રાજાએ પુસ્તકો વાંચવા પર પ્રતિબંધ લગાવ્યો. થોડા દિવસ પછી પૂછ્યું,



“હવે કેમ છો ?”

જ્ઞાનીએ કહ્યું, “લખવાનું ઘણું બધું બાકી હતું, હવે લખવામાં આનંદ છે.”

રાજાએ લખવા પર પણ પ્રતિબંધ મૂક્યો અને થોડા દિવસ બાદ પૂછ્યું, “હવે કેમ છો ?”

તત્ત્વજ્ઞાનીએ કહ્યું, હવે તો અત્યંત આનંદ છે. ઘણું વાંચ્યું હતું, ઘણું લખ્યું હતું. પણ તેના પર ચિંતન કરવાનો સમય નહોતો. અહીં હું રાત-દિવસ ચિંતનમાં ડૂબેલો રહું છું.

હવે રાજાએ પૂછ્યું કે ચિંતન પણ બંધ થઈ જશે તો ?

તત્ત્વજ્ઞાનીએ કહ્યું, આટલા દિવસના મારા ચિંતનમાં એ જ આવ્યું છે કે બધા વિચારો પણ છોડી દેવા યોગ્ય છે. મન શૂન્ય થઈ જાય તો પરમ આનંદ પ્રગટ થાય છે. હું પરમાનંદમાં જીવીશ.

જેમની આનંદમય ચેતના જાગ્રત થઈ જાય છે તેમને સારી દુનિયા છૂટી જાય તોપણ પરવાહ નથી હોતી અને સારી દુનિયા સાથમાં ચાલે તોપણ કોઈ પરેશાની નથી હોતી.

પ્રત્યેક આફત એક કરામત છે. આ જોવાનું જેમને આવડ્યું તેમની પાસે દુ:ખ ફરકતું સુદ્ધાં નથી. જીવન આનંદથી જીવવા માંગતા હો તો પૉઝિટિવ દૃષ્ટિ બનાવો. ક્યારેક રસ્તા પર લપસી પડ્યા અને કપડાં ખરાબ થઈ જાય તો હસીને કહેવું કે કપડાં તો ખરાબ થયા પણ ડિઝાઇન સારી બની છે.

દરેક પરિસ્થિતિમાં આનંદ શોધતાં આવડશે તો પરમાનંદ મળશે. આપણે ઇચ્છીએ એવી જ દરેક પરિસ્થિતિ બને એવું તો બની શકતું નથી. વિશ્વમાં જે કોઈ પણ અવતારી પુરુષ થયા કે અન્ય મહાપુરુષો થયા તેમના જીવનમાં પણ તેઓને અનુકૂળ સ્થિતિ પ્રમાણે બધું જ ચાલ્યું હોય એવું પણ બન્યું નથી. વધારે તો પ્રતિકૂળ સ્થિતિ જ રહી છે.

આનંદપ્રાપ્તિનો સરળ રસ્તો એ જ છે કે જે કાંઈ પણ પ્રતિકૂળ પરિસ્થિતિ છે તેને પ્રેમ કરતાં શીખી જાવ. પ્રતિકૂળતામાં પણ આનંદ આવશે તો અનુકૂળતા જેવું જ અનુભવાશે. શરત એટલી જ કે પ્રતિકૂળતાને પણ આનંદથી સ્વીકારો. કેટલાક લોકો

વિપરીત સ્થિતિ પર જિંદગીભર અફસોસ કરતાં રહે છે તો કેટલાક થોડા સમયમાં જ એડજેસ્ટ થઈ જાય છે.



એક ભાઈ બહેરા થઈ ગયા હતા. તેમને મુશ્કેલીથી થોડુંઘણું સંભળાતું હતું. સ્વજન-પરિજનને થતું હતું કે આ બિચારાને કેટલી તકલીફ થતી હશે ? એક સ્વજને ખૂબ મોટા અવાજે તેમને કહ્યું. તમને કેટલી તકલીફ છે કે સંભળાતું નથી ?

તે ભાઈ કહે, મને તકલીફ નથી, તકલીફ તો તમને છે કે તમારે જોરથી બોલવું પડે છે.

પરિસ્થિતિ સારી નહીં હોવાથી વ્યક્તિ આનંદમાં ન રહી શકે એવી વાત નથી. આનંદમાં રહેવા માટે વિચારધારા આનંદમયી બનાવવી જરૂરી છે.

દુનિયામાં એવી પણ હસ્તિઓ છે જે સર્વજ્ઞ છે. સર્વજ્ઞના જ્ઞાનમાં પ્રત્યેક વ્યક્તિ, પ્રત્યેક જીવની ક્યારે, ક્યાં, કેવી પરિસ્થિતિ હશે તે દેખાતું હોય છે. સમજદાર-શ્રદ્ધાવાન આત્મા તકલીફમાં આવે તો કહી શકે છે કે "કેવળજ્ઞાનીએ જોયું તે થયું." જૈન ધર્મમાં આ બહુ મોટી આશ્વાસન આપનારી અને આનંદમાં રહેવાની ચાવી છે.

શાસ્ત્રનો મર્મ એ જ છે કે આનંદમાં રહેશો તો પરમાત્મા સુધી પહોંચશો.

## પ્રવચન ક્રમાંક-૨૯

# આનંદથી જીવો, પરમાનંદ મોળવો

જીવન નિર્માણની કળાનો દૃઢ દૃષ્ટિકોણ એટલે આનંદથી જીવવાનો સંકલ્પ. આનંદ અને ઉદાસી, પ્રસન્નતા અને ખિન્નતા, સુખ અને દુઃખ બન્ને પ્રકારની ઊર્જા મનુષ્યની અંદર નિહિત છે. કઈ ભાવના બહાર લાવવી એ વ્યક્તિ પર નિર્ભર છે. માનવ જીવન અખૂટ શક્તિનો અદ્‌ભુત ભંડાર છે. આપણે આપણી શક્તિને સર્જનાત્મક કાર્યોમાં જોડવી જરૂરી છે. જીવનમાં આનંદકલાનું નિર્માણ કરવું હોય તો પહેલો દૃષ્ટિકોણ એ બનાવો કે જ્યાં સુધી જીવીએ, જે પણ પરિસ્થિતિમાં જીવીએ... પણ જીવનને પ્રેમ અને ખુશીથી ભરપૂર રાખીએ.

કોઈ એક સંતને કોઈ દાનવીર શેઠે એક ભેંસ ભેટ આપી. સંતે કહ્યું ઠીક છે તમે ભેંસ આપી. એનાથી મને શુદ્ધ દૂધ મળશે, શુદ્ધ ઘી મળશે, આજીવિકાની ચિંતા નહીં કરવી પડે. જીવન આરામથી ચાલશે.

હવે કોઈએ આ દાનવીરની કાનભંભેરણી કરી, શું સંતને કાંઈ ભેંસ ભેટ અપાતી હશે ? ભેંસનાં દૂધ-ઘીથી કેટલી કમાણી થાય? તમે તો મૂર્ખા જેવું કામ કર્યું છે. સંત પાસેથી ભેંસ પાછી માંગી લો.

દાનવીરનું દિમાગ ચડી ગયું. સંતની પાસે ભેંસ પાછી માંગવા આવ્યો. સંતે હસતાં હસતાં કહ્યું, સારું પાછી લઈ જાવ. ઘરના આંગણમાં છાણ-મૂત્રની કેટલી ગંદકી થતી હતી ! હવે ગંદકી નહીં થાય. સાફસફાઈનો મારો સમય બચી જશે તો પ્રભુ ભજનનો સમય વધુ મળશે.

ભેંસ આવી તોપણ આનંદ, ભેંસ ગઈ તોપણ આનંદ.

પરિસ્થિતિની સાથે મનઃસ્થિતિ બદલતા આવડી જાય તેને આનંદની પ્રાપ્તિ આસાનીથી થઈ શકે. દુઃખ હોવા માત્રથી દુઃખની સંવેદના નથી થતી પરંતુ હું દુઃખી છું એવો વિચાર ઊભરાય ત્યારે દુઃખનું સંવેદન થાય છે. પૉઝિટિવ ઍપ્રોચ બને છે ત્યારે હજારો નિરાશામાં પણ આશાની તેજરેખા દેખાય છે. દરેક શ્યામ વાદળની કિનારી સોનેરી જ હોય છે, તેને જોતાં શીખવું પડશે. આશાઓનું બળ જ જીવનનું મોટું પરિબળ હોય છે. આશા જ તો જીવનનું પાથેય છે. આશામય જીવનમાં જ રચનાત્મક - સર્જનાત્મક કાર્ય થતા હોય છે. મનને એવું કેળવો કે જીવનમાં સફળ થયા તોપણ આનંદ, નિષ્ફળ થયા તોપણ આનંદ. માન મળ્યું તોપણ આનંદ, અપમાન થયું તોપણ આનંદ.

એક સંતની પાસે એક વણિક આવ્યો. સંતને કહે, કાંઈ મૂડ નથી. આનંદમાં રહેવાનો કોઈ ઉપાય બતાવો.

સંતે પૂછ્યું, શું તકલીફ છે ?

વણિકે કહ્યું, મહારાજ ! ગ્રાહક મારી પાસે આવવાનો હતો, પણ બાજુની દુકાનમાં ચાલ્યો ગયો. રોજ નાની-મોટી તકલીફ થતી જ રહે છે.

સંતે એના ઘરમાં પધરામણી કરી. ઘરમાં બૉર્ડ પર લખ્યું હતું, **"WEL COME"** પધારો. મહારાજે બૉર્ડ ઉઠાવી લીધું અને કહ્યું જીવનમાં સારી-ખોટી જે કાંઈ પરિસ્થિતિ આવે તેને વેલ કમ કરો, સ્વાગત કરો. જીવનનો આનંદ આમાં જ મળશે.

આનંદમાં રહેવું હોય તો પરિસ્થિતિનો દોષ કોઈ બીજા પર

ના ઢોળો. જે કાંઈ પણ પરિણામ આવે છે, જે પણ પરિસ્થિતિ નિર્મિત થાય છે તે વ્યક્તિના ખુદના કર્મથી જ નિર્મિત થાય છે. જો વ્યક્તિ પોતાના કર્મને જ સહવા તૈયાર નહીં થાય તો તે કેવી રીતે ચાલશે ? કેટલાક તો કહે છે કે દુનિયામાં હું જે સહન કરું છું તે બીજા કોઈ સહન ન કરી શકે. પરંતુ આ બધો ભ્રમ છે. દુનિયામાં આપણા કરતાં પણ વધુ તકલીફ સહન કરનારા ઘણા લોકો છે. જે ઉપર દૃષ્ટિ રાખી ચાલે છે તે પડે છે, પણ જે નીચી દૃષ્ટિ રાખી ચાલે છે તે બચી જાય છે.

બીજાના બંગલાને જોઈ તમારી ઝૂંપડી પર ખેદ ન કરો. બંગલામાં રહેલો શ્રીમંત કે ઝૂંપડીમાં રહેતો ગરીબ જો આનંદથી જીવે છે તો તેમની આનંદની માત્રામાં કોઈ ફરક પડતો નથી. જેમ શ્રીમંત સોનાના પલંગમાં સૂએ અને ગરીબ ફૂટપાથ પર સૂએ પરંતુ બંનેની નિદ્રામાં કોઈ ફર્ક હોતો નથી.

વ્યક્તિની સુખ-દુઃખની માત્રામાં ફરક હોય છે, આનંદની માત્રામાં નહીં. **આત્મા ઇન્દ્રિયોને આનંદની ભેટ આપે છે, ઇન્દ્રિયો આત્માને સુખની ભેટ આપે છે. સુખ ક્ષણિક હોય છે, આનંદનો પ્રવાહ નિરંતર ચાલે છે.** દુઃખ આવે તો ભાગવું પડે છે અને સુખના માટે માંગવું પડે છે. પરંતુ આનંદ માટે તો માત્ર જાગવું પડે છે.

આત્માનો સ્વભાવ સુખ-દુઃખ નહીં પણ આનંદ જ છે. જેમ જેમ આનંદમાં રહેતાં જશો તેમ તેમ પરમાનંદની ચેતના ઉજાગર થતી જશે.

ચિંતન કરવાથી ખબર પડે છે કે આપણી ભીતરમાં રહેલ આપણા આત્મામાંથી જ આનંદની લહેરો બહાર આવે છે. પરંતુ આપણાં મન અને ઇન્દ્રિયના અશુદ્ધ પાત્રમાં પડતાં જ અશુદ્ધ બની

જાય છે. વરસાદનું પાણી શુદ્ધ હોય છે પણ અશુદ્ધ પાત્રમાં કે ગંદવાડમાં પડતાં અશુદ્ધ બની જાય છે. લોકો સમજે છે કે પાણી ગંદું છે, પણ એ ભ્રાંતિ છે. પાણી અત્યારે પણ શુદ્ધ જ પાણી છે જો તેની ગંદકી દૂર કરી દઈએ તો.

બસ, આપણે આપણી આંતરચેતનાને શુદ્ધ કરીશું તો આનંદમાં રહીશું. અગર આ ચેતના સર્વત્ર, સદૈવ આનંદમયી રહે તો અવશ્ય પરમાનંદ રૂપ બનશે. આનંદથી પરમાનંદ કોઈ અલગ ચીજ નથી **પરંતુ આનંદની અસ્ખલિત સતત અનુભૂતિ જ પરમાનંદ છે.**

આવો પરમાનંદ પામી જીવનનિર્માણની પૂર્ણતાને પ્રાપ્ત કરો.

**ક્ષમા**

**એ માનવીના મનનું માધુર્ય છે.**
**એ માનવ દેહનું સૌંદર્ય છે.**
**એ ક્રોધીઓને કારમી શિક્ષા છે.**
**એ સર્વ તીર્થંકરોએ સ્થાપેલું તીર્થ છે.**

**ક્ષમા આપવી**
**તથા**
**ક્ષમા પામવી**
**તે પ્રાણીમાત્રનો અધિકાર છે.**
**ક્ષમા એ શાંતિની જનની છે.**

## પ્રવચન ક્રમાંક-૩૦

# આનંદથી જીવો, પરમાનંદ મેળવો

મન અને વિચાર માનવ જીવનમાં પ્રાપ્ત સર્વશ્રેષ્ઠ ઉપલબ્ધિ છે. મન જે તરફ ઢળશે, જે તરફ ગતિમાન થશે તે જ સંવેદનની આત્માનુભૂતિ થશે. એ જ સંવેદનાઓમાં તમારું જીવન વીતશે. અને તેથી જ મનને હંમેશાં આનંદમય સંવેદનામાં માહેર બનાવવું જરૂરી છે. જેને આ કળા આવડી ગઈ તે હંમેશાં આનંદમાં રહે છે.

ખુશાલચંદ નામના એક શેઠમાં આવો જ ગુણ હતો. હંમેશાં આનંદમાં અને ખુશમિજાજમાં રહેતા. તેમણે જીવનમાં એક સૂત્ર બનાવ્યું હતું, "જે થાય તે સારા માટે,"

એક દિવસ ઘરના વાડાની દીવાલ તૂટી ગઈ. શેઠાણીએ ચિંતા વ્યક્ત કરતાં શેઠને દીવાલ તૂટી પડ્યાની વાત કરી. શેઠે કહ્યું, "જે થયું તે સારા માટે," બીજે દિવસે ઘરનો પાળેલો કૂતરો ક્યાંક ચાલ્યો ગયો. શેઠાણીએ કૂતરાની વાત પણ શેઠને કહી. શેઠનો એક જ જવાબ હતો જે થાય તે સારા માટે. ત્રીજે દિવસે પુત્રવધૂ રિસાઈને પિયર ચાલી ગઈ. શેઠે કહ્યું, "જે થાય તે સારા માટે." ત્યારે ધૂંઆપૂંઆ થતાં શેઠાણી બોલી, બધામાં જ બોલ્યા કરો છો કે જે થાય તે સારા માટે. પણ શું સારું થશે ? વહુ પિયર ચાલી ગઈ અને પછી જુઓ કે કોઈ ગધેડો આ થેલો - પોઠ અહીં ઘરમાં ઘૂસીને નાંખી ગયો છે. ન જાણે હવે આ ઘરમાં શું શું થવા બેઠું છે ?

શેઠ આંગણામાં પડેલા થેલાની નજદીક ગયા. શેઠની આંખોએ થેલામાં રહેલ ચીજને ઓળખી કાઢી. શેઠાણીને ઇશારાથી બોલાવ્યા.

ચૂપચાપ બંનેએ થેલો ઉઠાવીને ઘરના એકદમ અંદરના રૂમમાં મૂકી દીધો. શેઠે શેઠાણીને કહ્યું કે હું તને કહેતો હતો કે જે થાય સારા માટે, મારી આ વાત સાચી ઠરી.

શેઠાણીએ પૂછ્યું, આમાં વળી તમારી કઈ વાત સાચી પડી ? શેઠે કહ્યું, સાંભળો, કોઈ વ્યાપારી ગધેડા પર સામાન ભરી જતો હશે. એક ગધેડા પર સોનામહોરનો થેલો રાખ્યો હશે. તે ગધેડાએ થેલાને આપણે ત્યાં નાંખી દીધો. જો દીવાલ પડી ન હોત તો ગધેડો અંદર આવત નહીં, દીવાલ પડી તે સારા માટે થયું. વળી ઘરમાં કૂતરો હોત તો ગધેડાને ભગાવી દેત. કૂતરો ગયો તે પણ સારા માટે થયું. અને જો ઘરમાં પુત્રવધૂ હોત તો સોનામહોર મળ્યાની વાત આખા ગામમાં ફેલાવી દેત. પુત્રવધૂ પિયર ગઈ તે પણ સારા માટે થયું.

શેઠાણીએ મુખ મલકાવી દીધું.

જેની પાસે આનંદ શોધવાની કળા છે તે હર ક્ષણે આનંદ શોધતો જ ફરે છે, દરેક સંયોગમાં આનંદમાં જ રહે છે.

જીવનને આનંદસભર બનાવવું હોય તો પરમાનંદી પરમાત્મા સાથે સંબંધ બાંધી દો. પરમાત્મા સાથે સંબંધ બાંધનારને આનંદની એજન્સી મળી જાય છે. વીતરાગનો સાધના પથ સમજાઈ જાય છે તે રાગ-દ્વેષથી લેપાતા નથી. વીતરાગની શ્રદ્ધા બની જાય તે તો રાગદ્વેષને હાથમાં રહેલા અંગારાની જેમ એવી રીતે ઉછાળતા હોય કે હાથ બળે નહીં અને પોતાના આનંદને વિક્ષિપ્ત કરે નહીં.

આજ સુધી ક્રોધ-માન-માયા-લોભ આદિના અનેક પ્રપંચોમાં આપણે આનંદને શોધ્યો છે, પણ વિષાદ સિવાય કશું હાથમાં આવ્યું

નથી. હવે ક્ષમા-સરળતા-નમ્રતા-નિર્લોભતાની તરફ જીવનને વાળો તો એક અપૂર્વ આનંદ મળશે. આનંદની કળામાં નિપુણતા મેળવવા આપણે કષાયમુક્તિની કળામાં પણ નિપુણ બનવું જરૂરી છે.

સૉક્રેટીસની પત્ની ખૂબ જ તેજ અને અણસમજુ હતી. સૉક્રેટીસ આનંદથી જીવન વીતાવવા ઇચ્છતા હતા, એટલે ગુસ્સો કરતા ન હતા. એ વિચારતા હતા કે ટેલિફોન આઉટ ઑફ ઑર્ડર હોય તો આપણે શું કરી શકીએ ? તેમ પત્ની પણ આઉટ ઑફ ઑર્ડર છે.



એક વાર કડકડતી ઠંડીના દિવસો હતા. શરીર થરથરાવી દે એવી ઠંડી પડતી હતી. મોડી રાતે સૉક્રેટીસ ઘરે આવ્યા. દ્વાર ખખડાવ્યું પણ પત્નીએ ગુસ્સાના કારણે ખોલ્યું નહીં. સૉક્રેટીસે પરિસ્થિતિ સાથે સમજૂતી કરી લીધી. બારણાંને અઢેલીને એ બેસી ગયા અને પુસ્તક વાંચવામાં લીન બની ગયા. પત્નીએ સરસ્વતી સંભળાવવા માંડી. સૉક્રેટીસે કોઈ જવાબ આપ્યો નહીં. પત્નીએ વેન્ટિલેટરમાંથી તેના તરફ જોયું અને જોયું એટલે વધારે ગુસ્સો આવ્યો. એણે ઉપરથી બાલ્ટી ભરીને ઠંડુ પાણી સૉક્રેટીસ પર નાંખ્યું. સૉક્રેટીસે હસતાં હસતાં કહ્યું, "ધેર ઈજ ઓલ્વેજ રેન આફ્ટર થન્ડરિંગ". ગરજ્યા પછી હંમેશાં પાણી વરસતું જ હોય છે.

આનંદ પેદા કરવાની ચીજ નથી પણ મેળવવાની ચીજ છે. પરિસ્થિતિ બદલીને આનંદ મેળવવો કષ્ટસાધ્ય છે. તેમ છતાં તેનો સંભવ છે, અશક્ય નથી. સારી શક્ય વાત તો એ છે કે એના કરતાં દૃષ્ટિ જ બદલાવી દેવી. દૃશ્ય પણ એ જ રહે, દૃષ્ટા પણ

એ જ રહે પણ દૃષ્ટિ બદલાય તો આનંદની ચેતના ઊર્ધ્વગામી બની જાય છે.

પરિસ્થિતિ નહીં પણ મનઃસ્થિતિને કેળવતાં શીખો. વિચાર પૉઝિટિવ-વિધેયાત્મક બનાવો. જીવનયાત્રા આનંદયાત્રા બનીને જ રહેશે.

**☞ જન્મવું એ ઘટના છે**
**જીવવું એ કલા છે.**
**મૃત્યુ એ સાધના છે.**

**☞ વિવાદ કરે તે અજ્ઞ,**
**વાદ કરે તે પ્રજ્ઞ**
**મૌન રહે તે મહાપ્રજ્ઞ.**

**☞ નમ્રતાનો સ્વર લોઢામાં પણ પેસી જાય છે**
**જ્યારે અભિમાનનો સ્વર રૂમાં**
**પણ પેસી શકતો નથી.**

**☞ ગુરુનાં વરદાન જ શિષ્યના અરમાનને**
**સફળ કરી શકે છે.**

* * *